"શેતાનનું રાજ્ય

તથા

તેનો નાશ."

# SATAN

## HIS KINGDOM

## AND

## ITS OVERTHROW

BY

WM. E. BLACKSTONE.

# શેતાન

અને

# તેનું રાજ્ય.



વીલીઅમ. ઇ. બ્લૅકસ્ટોનના ઇંગ્રેજી ગ્રંથ ઉપરથી ગુજરા-
તીમાં તરજુમો એમ. ડી. દેસાઈ, પાસે કરાવી

પ્રસિદ્ધ કરનાર

**ડબલ્યુ. ઈ. બેનક્રોફ્ટ.**

ઠે. ભાયખાલા, બેલાસીસરોડ, ડેરી પાસેનો બંગલો
કલબની સામે—**મુંબઈ.**



પ્રત ૨૦૦૦ આવૃત્તિ પહેલી

૧૯૧૩

ધર્મ વિજય પ્રેસ, પાયધુની નંબર-૫૭૨ મા મુબઇમાં
**હરજીવન ભગવાને છાપ્યું.**

## શેતાન આવે છે.

" પૃથ્વી તથા સમુદ્રના રહેનારાઓને અફસોસ છે. કેમકે શેતાન તમારી પાસે ઉતર્યો છે, ને તે બહુ ક્રોધીત છે, કારણ કે તે જાણે છે કે તેનો વખત થોડો છે. " ( પ્રકટીકરણ. ૧૨.૧૨ ).

## ખ્રીસ્ત–વિરોધી આવનાર છે.

"તેને પણ, એટલે જેનું આવવું શેતાનના કરાવ્યા પ્રમાણે જૂઠાઇના સર્વ પરાક્રમ, તથા ચિન્હો તથા ચમત્કારો સાથે છે- " ( ૨, થેસ્સા. ૨:૯ ).

## પ્રભુ ઇશુ આવનાર છે.

હું પાછો આવીશ. ( યોહાન ૧૪.૩ ).

" અને ત્યારે માણસના દીકરાની નિશાણી આકાશમાં દેખાશે, ને ત્યારે પૃથ્વી પરનાં સઘળાં કુળો શોક કરશે, અને માણસના દીકરાને પરાક્રમ તથા મોટા મહિમામાં આકાશના મેઘપર આવતો તેઓ દેખશે. " ( માત્થિ. ૨૪.૩૦ ).

# ઉપોદ્‌ઘાત.

ઈ. સ. ૧૯૦૦ ના વરસમા આ પુસ્તક બહાર પડયુ હતુ. ત્યારથી આ નાના પુસ્તકમા બતાવ્યા મુજબ, અદભૂત વાર્તાનાં જોસબંધ પ્રાદુર્ભાવથી સઘળા ખરા વિશ્વાસુઓને પ્રભુના ઈશ્વિર પ્રેરિત વચનમાં, વિષયના ઘણા સંભાળ ભરેલા અભ્યાસને માટે ઉત્તેજન આપવુ જોઇએ,

વાચનાર, શેતાનની મહાન યુક્તિમાં નીચે મુજબના ત્રણ અગત્યના બનાવોને વાચકવર્ગ ખાસ ધ્યાનમાં લેશે. જેવા કે —

૧ પાલેસ્ટાઇનમા યાહુદીઓનું સ્વદેશાભિમાનથી પાછું વસવુ. ( જુઓ પાનું. ૪૪. ).

૨ નામની ખ્રીસ્તિ મડળીનાં ઐકયતા અને સ્વધર્મ ત્યાગ. ( જુઓ પાનું. ૪૭.).

૩ યુફ્રેતીસ નદીની ખીણનુ પુન. ફળદ્રુપ થવુ, અને બાબેલોનનુ ફરીથી બધાવું. ( જુઓ પાનુ. ૫૩ ).

એમાંના એક અથવા મુખત્વે કરીને તે સઘળાંની સંપૂર્ણતા તરફના સુધારાને, આપણા આ જમાનાની એક અગત્યની નિશાણી તરીકે ગણવો જોઇએ. ને હવે આ બાર વર્ષમાં તેનું શું પરિણામ બહાર આવ્યું?

## ૧. યહુદીઓનું દેશજાતિ તરીકે પાછું આવી વસવું.

ઇ. સ. ૧૮૯૭ માં ડૉ૦ હરશેલના એક માત્ર કલ્પિત સ્વપ્નાથી યહુદીઓની આખી દુનિઆમાં ઠામેઠામ હીલચાલ થઇ રહી છે. મોટાં રાજ્યોમાંના કેટલાંકે તે તરફ લાગણીની વલણ બતાવી છે. તેઓનાં રહેઠાણને માટે પૃથ્વીના બીજા ભાગોમાં સંસ્થાન આપવાની સુચના કરવામાં આવી છે, ને ટર્કી સરકારે પણ કેટલીક રહેમનજર બતાવી છે.

તેઓના દેશાન્તર જવાની સામે અટકાવ નાંખ્યા છતાં પણ જેઓ જરૂબાબેલની સાથે બાબેલોનના બંદીવાસમાંથી પાછા ફર્યા હતા, તે ૪૨૬૯૭ કરતા પણ યહુદીઓની સંખ્યા પાલેસ્ટાઇનમાં ઘણી વધારે છે.

પ્રભુએ તેમને આપેલા દેશમાં તેઓને જવા દેવાની છુટ બાબતનો અટકાવ માત્ર કાઢી નાંખવો જોઇએ, એટલે પૃથ્વીના સઘળા ભાગોમાંથી પાલેસ્ટાઇનમાં સ્વદેશાભિમાની યહુદીઓની રેલછેલ થઈ રહેશે,

## ૧૯૧૪.

યહુદીઓમાં ઇશ્વર ભક્તોની હીલચાલનો વધતો જતો વિસ્તાર અને પાલેસ્ટાઇનમાં તેઓના અસલી દેશજાતી હકો પાછા પ્રાપ્ત કરવાને, ત્યાં જવા સારૂ જાહેર કરેલી ઇચ્છા અને તૈયારી ધ્યાનમાં લેતાં, પવિત્ર ધર્મશાસ્ત્રના ઘણા અભ્યાસીઓ ૧૯૧૪ નું વરસ ઇસ્રાયલ લોકોને માટે કોઇ એક મોટા બનાવવાળું થશે એમ ભાર મુકીને ધારે છે, તે ઓછાંમાં ઓછું સાંકેતિક મળતું આવે છે.

આ ભવિષ્યની તારીખનું પ્રમાણ નીચે મુજબ છે.

ઇસ્રાયલ લોકોની શિક્ષાના સમયના એક વરસને માટે એક દિવસના માપ પ્રમાણે ગણત્રી થએલી છે. જ્યારે જાસુસો ૪૦ દીવસની શોધ પછી દુષ્ટ હેવાલ લઇને પાછા આવ્યા, ત્યારે દેવે તેઓને ૪૦ વરસ ભટકતા ફરવાની સજા કરી. "અક્કેક દીવસને બદલે અક્કેક વર્ષ લેખે ચાળીશ વર્ષ તમે તમારા અન્યાયનું ફળ ખાશો." ( ગણના. ૧૪.૩૪ ).

વળી ભવિષ્યવાદી હઝકીએલને ઇસ્રાયલ લોકોની દુષ્ટતાનો બોજો સહન કરવાને, તેના ડાબા અને જમણાં પાસા પર દર વરસને માટે એક દીવસ લેખે, એટલા ઘણા દીવસો સુધી રહેવાની સજા ફરમાવવામા આવી હતી. ( હઝ. ૪: ૬ ).

દાનીયેલ ૯ અધ્યાયમાં ૭૦ અઠવાડીઆંનું ભવિષ્ય વર્ણવેલું છે. જેમાંના ૬૯ અઠવાડીયા "એક વરસને માટે એક દીવસના" આ ધોરણ મુજબ મશીહના મરણ સુધીમાં પરીપુર્ણ થયાં હતાં. ખ્રીસ્ત-વિરોધીની સાથે ઇસ્રાયલના કરારના સાત વરસને માટે એક અઠવાડીઉં હજી ભવિષ્યનું બાકી રહેલું છે.

હવે લેવીયના ૨૬ માં અધ્યાયમાં ઇસ્રાયલની મોટાંમાં મોટી સજાનું બયાન કરવામાં આવેલું છે. જુદી જુદી જાતની વિપત્તિઓ, તે તેઓના પર લાવનાર હતો, તેનું વર્ણન કર્યા પછી, દેવ ચાર વાર બાર દઇને કહેછે કે, "જો તમે આટલુ બધું છતાં મારૂં નહિ સાંભળો, તો હું તમારાં પાપને લીધે સાત ગણી શિક્ષા તમને કરીશ."

તેઓના પંચાંગ પ્રમાણે યહુદી વરસ ૩૬૦ દીવસનું થાયછે. આ વરસોમાંના સાત વરસો ૨૫૨૦ દીવસોની બરાબર છે, જે એક વરસને માટે એક દીવસના આ પ્રમાણ મુજબ ૨૫૨૦ વ. રસો થાયછે.

જ્યારે દેવે ઇસ્રાયલ પ્રજાને નબૂખાદનેસ્સાર રાજાના હાથમાં સોંપી, ને ત્યારથીજ તેણે પોતાની પવિત્ર હાજરી ખેંચી લઇને, "જ્યાં સુધી વિદેશીઓનો સમય પરીપુર્ણ થાય,' ત્યાં સુધી વિદેશી હકુ. મત નીચે તેઓને રહેવા દીધા, ત્યારથીજ આ નાલાયક સજા શરૂ થઇ. આ સજાની મતલબમાં ત્રણ મુદ્દાઓ હતા. જેવાકે–

પહેલો—ઇ. સ. પુર્વે. ૬૦૬; દેશનું જપ્ત થવું (૨ કા. ૩૬: ૬.)

બીજો—ઇ. સ પુર્વે ૫૯૫, દેવના ગૌરવનું અદ્રસ્યપણું. (હઝ. ૯: ૩; ૧૦: ૪; ૧૮, ૧૧: ૨૩)

ત્રીજો–ઇ. સ. પુર્વે ૫૮૭ માં, યરૂશાલેમનો નાશ અને લોકોનો સંપુર્ણ બંદીવાસ (૨. કા. ૩૬: ૧૭).

આ વરસો પરથી ગણત્રી કરતાં ૨૫૨૦ વરસો, ઇ. સ. ૧૯૧૪, ૧૯૨૫ અને ૧૯૩૩ ના સાલોમા પુરાં થવાં જોઇએ.

હવે આપણી પાસે આપણાં પ્રભુના પાછા આવવા વિશે કોઇ પણ ચોક્કસ સમય મુકરર કરવાની સામે ચોક્કસ શાસ્ત્રની આજ્ઞા છે. ને તે આજ્ઞા પાળવામાં નિષ્ફળ થઈએ, તો સઘળા વિષય ઉપર આ. પણી આશીર્વાદીત આશાની દિલ્લગીરી ભરેલી અપકીર્તિ લાવ. વામાં આવે.

શાસ્ત્રની તારીખો, દેખીતી રીતે, દેવના પૃથ્વીના લોકો ઇસ્રાયલને માટે છે. ને જેમ ઉપર બતાવેલો ૨૫૨૦ વરસનો સમય ઇસ્રાયલના પ્રજાકીય નાશને લગતી તારીખોમાં છે, તેમ જો એ તારીખમાં કંઇ ભાવાર્થ હોય તો તે ઇસ્રાયલનું દેશજાની તરીકે પુર્વ સ્થિતિમાં પાછા આવવાના બનાવો નોંધવામાં જણાશે. આ ઉપરથી આ પુર્વ સ્થિતિમાં આવવાની એક સંભવિત શરૂઆત તરીકે આ સાલોમાનું પહેલું, એક વરસમા પણ કમી, ૧૯૧૪ નું વરસ ( કેટલો ટુંકો વખત ) નકી કરશે.

## ૨ નામની મંડળીની ઐકયતા અને સ્વધર્મત્યાગ.

આ છેલ્લાં બાર વરસો દરમ્યાન ખ્રીસ્તી મંડળીની ઐકયતાને માટે અપેક્ષા અને હેતુ જોશબંધ ભેગા થતા જાય છે. નાના તફાવતો દુર કરવાને જરૂરના કરારનામામા વાસ્તવિક વધારો થતો જાય છે. મંડળીના મોટા વિભાગોમા કેટલાક પેટા વિભાગોએ જીવન સબંધી ઐકયતા મેળવી છે. કેટલાક પ્રોટેસ્ટંટોએ દરખાસ્તો પણ કરી છે કે એ ઐકયતામાં, આ પ્રમાણે યોહાન ૧૭ માંની આપણાં પ્રભુની પ્રાર્થનાની ઇચ્છા સંપુર્ણ રીતે પુર્ણ કરવાને, ગ્રીક, કેથોલીક, અને જુની મંડળીઓમાની બીજીઓને સામેલ કરવી જોઇએ.

એડીન્બર્ગ કોન્ફરન્સે આગળ પગલું ભરી બતાવવાની નોંધ લીધી કે અરસ-પરસના ઉત્તેજન અને સામેલગીરીને માટે સઘળા સંપ્રદાયના ખ્રીસ્તી કામદારોની ઐકયતા વ્યવહારોપયોગી હતી.

" વિશ્વાસ અને નિયમ " ઉપર એક જગતની કોન્ફ્રન્સ માટેની દરખાસ્ત કદાચ ઘણીજ અર્થસુચક હીલચાલ છે. ઘણું કરીને તેને બીજી ખ્રીસ્તી મંડળીઓ તરફથી મહેરબાની ભરેલો જવાબ મળતો જાય છે. અમેરીકાના યુનાઇટેડસ્ટેઇટસમાંની પ્રોટેસ્ટેન્ટ એપીસકોપલ મડળીની જોઇન્ટ કમીટીએ બહાર પાડેલું આ આમંત્રણ " જેઓ સઘળા આપણા પ્રભુ ઇશુ ખ્રીસ્તને દેવ અને તારનાર તરીકે કબુલ કરે છે, " તેઓને ઉદ્દેશીને કરેલું છે આથી જેઓ પોતાને ખ્રીસ્તી કહે છે, તેઓ કેટલાક ખુલ્લી રીતે બહાર રહી જશે.

વધારે બહોળા પાયા પર સુચવણીઓ કરવામાં આવી છે, જેમાંની એક " જેઓ સઘળા ઇસુ ખ્રીસ્તને આગેવાન તરીકે કબુલ કરે છે, " તેના જોડાણની દરખાસ્ત કરે છે.

ઉપર જણાવેલાં જોઇન્ટ કમીશનના કામકાજના જાહેર હેવાલમાં કુંવારીકાને પેટે જન્મનો, પ્રાયશ્ચિતનો, નવા જન્મનો, અથવા તો ધર્મશાસ્ત્રોની ઇશ્વરી પ્રેરણાનું કંઇપણ વર્ણન નથી. આ મુળ તત્વોના ભોગ તરીકે આવી ગતી જોડાણને માટે અભિપ્રાય મેળવી શકશે કે?

આપણાં પ્રભુની પ્રાર્થનાની સંપૂર્ણતા માટે ધર્મશાસ્ત્રમાં બે લીટીઓ મુકેલી જણાય છે. એક અસલ અને બીજી બનાવટી; કે " તેઓ સઘળા એક થશે, "

**પહેલામાં** દરેક મંડળીમાંના આપણા પ્રભુ ઇશુ ખ્રીસ્તમાં સત્યતાથી નવો જન્મ પામેલા સઘળા વિશ્વાસુઓનો સમાવેશ થાય

છે. ખ્રીસ્તમાં મરી ગએલાં સુધાં, જેઓ તેના આવવાથી જીવતા થાય છે; "તેઓ શબ્દથી પાણીના ધોવાની સાથે શુદ્ધ અને સ્વચ્છ કરાએલા છે," ને જેઓ "આંખના એક પલકારામાં" બદલાય છે, તેઓને ગગનમાં એકઠા કરવામાં આવશે, અને ડાઘ, કરચલી, અને કલંક વિનાના, ખ્રીસ્તમાં તેની વહુ અથવા શરીર તરીકે હાજર કરાશે. "તેથી આપણે સદા સર્વકાળ પ્રભુની સાથે રહીશું." "તેની સાથે મહિમામાં જાહેર થઇશુ," "રાજાઓ અને યાજકો;" "અને આપણે પૃથ્વી પર રાજ્ય કરીશું."

તે યુગોની દેવની યુક્તિમાં કૃપા અને મહિમાનો વધસ્તંભ છે.

**બીજું**—દેવતાઇ રૂપવાળા, પણ તે સત્તાનો ઇનકાર કરનારા, મોટી સંસારીક દોલતથી ભરપુર થએલા મંડળીના સઘળા નામના સભાસદોનુ દસ્ય નિયમસર ઐકયતા છે. પણ જ્યારે ખરા વિશ્વાસીઓ સમેટાઇ જશે, ત્યારે તેઓ એવા ઉકાળા થશે કે "સ્વાદ વિનાનાં મીઠાં જેવા નકામા, ગુરૂ પોતાના મ્હોમાથી તેને ઓકી કાઢશે, શેતાનના બનાવટી તરીકે પકડાશે, ને વપરાશે, અને આખરે માણસોના પગ નીચે છુંદાઇ જશે."

શું આપણે આતુરતાથી વિચાર નહિ કરીએ કે આજ સારાલંકાર છે, કે જેના તરફ ઐકયતાનો વધારો દોરાઇ જાય છે.

## ૩. બાબેલોન.

યુફ્રેટીશની ખીણમાં નહેરના વિસ્તીર્ણ ગોઠવણના બાંધકામને માટે ૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડના ખર્ચની એક યોજના ગ્રહણ કર·

વામાં આવી છે. ને નાળા, નહેરોના મોટા ભાગો ઘણા ખરા તૈયાર થઇ ગયા છે. આથી કરીને આ બહોળા પ્રદેશની અનુપમ ફળદ્રુપના પાછી સજીવન થશે

યુરોપ અને એશીઆની વચ્ચે જે ઉત્તમ વહેવારીક માર્ગ ઘણું કરીને થવાનો છે, તે કોન્સ્ટાંન્ટીનોપલથી ઇરાની અખાત સુધીનો એક સીધો રસ્તો બગદાદ રેલવેનાં બાંધકામમા અગત્યનો છે. આ મહાન સાહસને ઘણુ કરીને તમામ જર્મન સાહુકારોએ ઉત્તજન આપ્યુ છે.

તે તદન સ્વાભાવિક અને બધબેસતું છે કે ઇરાની અખાત પર આ રેલવેના છેડાને માટે એક બદર બાંધવુ જોઇએ.

બગદાદથી સમુદ્ર સુધી લંબાતા રેલવેના આ ભાગમાં અસલના બાબેલોનની જગ્યાનો સમાવેશ થઇ જાય છે. પ્રકટીકરણ; ૧૮ અધ્યાયમાં વર્ણન કર્યા મુજબ, જ્યારે બાબેલોનમા દેશ પરદેશના વહેવારિક લાભોના પ્રકાશમા વિચાર કરીએ, ત્યારે શું આ અજાએબ જેવું સાંકેતિક નથી ?

## આપદ.

આપણને એક વધારે મુદ્દાનુ વર્ણન કરવા દો, એટલે કેઃ શેતાનની યોજનામાં અસલી રૂમી રાજ્યની સતેજતાનો સમાવેશ થાય છે. ( જુઓ પાનું ૩૩ – ૩૫ ). તે નબૂખાદનેસ્સારની મૂર્તિના દશ અંગુઠાઓથી બતાવાતાં દશ શીંગડાં (દશ રાજા) (પ્રક. ૧૩.૧; ૧૭:૧૨, દા. ૭:૨૪ ) વાળું જાહેર થવાનું છે, જે મૂર્તિના કાળમાન પ્રમાણ મુજબ કદીપણ માલમ પડયું નથી.

આ પુનર્જીવન થએલાં રાજ્યમા મૂર્તિએ બતાવેલાં અસલ સમાએલાં ચાર રાજ્યોમાં સઘળા દેશોનો એટલે ભુમધ્ય સમુદ્રની આસપાસના સઘળા પ્રદેશો, તર્કી અને ઇરાનની સાથે રાહીન અને દાન્યુબની દક્ષિણના અને સીધુ નદી તરફના દેશોનો કુદરતી રીતે સમાવેશ થશે.

ભૂમધ્ય સમુદ્રમા તેના ધોરી માર્ગથી, જીબ્રાલ્ટર, માલ્ટા અને ઇજીપ્તના તેના કબજાથી, તર્કિ અને ઇરાનમાં તેની સર્વોપરી સત્તાથી, રાજ્ય આવાં એક સતેજ થએલા મૂર્તિ રાજ્યના માર્ગમાં આવે છે.

પ્રભુએ જે નિર્માણ કીધું, તે મહાન અને ઉત્તમ રાજ્યો હોય, તોપણ તેની આવી વિપત્તિને માટે પારદર્શક અને સચોટ કારણો હોવા જોઇએ. કારણ કે તેજ ફક્ત એકજ છે કે જે પ્રજાના પાપને લીધે, "રોપેછે અગર ઉખેડી" નાંખેછે. (યર, ૧૮: ૭–૧૦). ઘણાં ધારેછે કે અહીંઆં ચીનમા એક સદીમાં અફીણના શ્રાપનુ, બાકીના પાંચ વરસની મહેસુલ હાથ લેવાની હોંસનું, અને ખાસ કરીને તહનામામાં જે "જો" શબ્દ છે તેથી કરીને તરફડીયાં મારતાં ચીનને પ્રજાકીય ન્યાયનો ઝુડો રોપવાની જરૂર છે, તેનું મુખ્ય કારણ તેઓ જુએછે.

મુર્તિ રાજ્યના સતેજ થવામાં બીજા ઘણાં પ્રજાકીય રાજ્યો વળી નાશ પામશે. પણ આ સઘળું, માણસોએ કદી પણ જોયું નહી હોય, એવાં આખી પૃથ્વીના યુદ્ધ, અનુપમ વિગ્રહમાં ગુચવાશે.

અને કેટલાએક કહેશે કે "આ શાંતિનો સમય છે. શું આ

પણી પાસે હેગની ન્યાય સભા, લવાદી તહનામાઓ, દેશપરદેશના વહેવારની શાંતિની મંડળીઓ નથી." ૧

હા, વ્હાલાઓ, પવિત્ર આત્માની ચેતવણી આપણને ધ્યાનમાં લેવા દો. (૧ થેસ. ૫:૩). "જ્યારે તેઓ કહેશે કે શાંતિ અને કુશળતા છે ત્યારે તેઓપર અકસ્માત નાશ આવશે, અને તેઓ નહિજ બચશે."

નાનકીન - ચીન<br>
આગષ્ટ-૧૯૧૨

**વીલીઅમ ઇ. બ્લૅકસ્ટોન.**

# અનુક્રમણીકા.

| વિષયો. | પાન. |
|---|---|

# શેતાનનું રાજ્ય
## તથા
# તેનો નાશ.

દુષ્ટ આત્માને આપવામાં આવેલાં સંખ્યાબંધ નામોમાંનું એક નામ શેતાન છે, જે અંધકારના રાજ્ય પર રાજ્ય કરે છે. તેનો અર્થ પ્રતિપક્ષી થાય છે, ને જે સઘળું સારૂં છે તેના પ્રતિ-પક્ષી તરીકે, અથવા જેઓ સઘળા સારા થવાને આશા રાખે છે અથવા યત્ન કરે છે, તેઓ સઘળાના પ્રતિપક્ષી તરીકે તેને ઉપમા આપવામાં આવેલી છે.

વધારે સાધારણ રીતે તે ભૂત, (ખોટો દોષ મુકનાર) કહેવાય છે, અને કુકર્મના રાજ્યમાં તે મુખ્ય આત્મા છે.

પણ આ વિષય વીશેના આપણા વિચારના પ્રારંભમાં, શેતાનની હૈયાતીનો ઇનકાર કરતી સંખ્યાબંધ અને જોસથી વધતા જતા જથાબંધ લોકોની ખાત્રી આપણને મળી છે. તેઓ આપણને કહે છે કે,

"શેતાન નથી."

આવો શખ્સ અથવા કોઇ એક આત્મા નથી. કે તે ફક્ત એક શક્તિ છે, અથવા માત્ર દેવની ગેરહાજરી છે. કે તે

દુષ્ટતાના તત્વ બતાવી શકતો નથી કે ત્યાં કંઇ પણ ભુંડું નથી, પણ માત્ર સારાંની ગેરહાજરી છે. કે જેમ અંધકાર અજવાળાંની સાથે સંબંધ રાખે છે, તેમ ભુંડું સારાંની સાથે સબંધ ધરાવે છે કે ત્યાં ખરેખરૂં અંધકાર કંઇ નથી, પણ તે માત્ર અજવાળાંની ગેરહાજરી છે.

કે ભુંડાંનો નકાર કરવો, તેના નાશ બરાબર છે-શેતાનનો નકાર કરો, એટલે ત્યાં શેતાન નથી.

આ સઘળા વિવાદનો હમે જવાબ આપીએ છીએ કે ધર્મશાસ્ત્રનું આવું કંઈ શિક્ષણ નથી ઉલટું બાઇબલ શેતાનને

## એક માણસ

તરીકે ખાસ નામોથી, પુરૂષ વાચક સર્વ નામોથી, અને જાતિય કૃત્યોથી ઓળખાવે છે. તેની પાસે ખાસ કારકિર્દી અને ચોક્કસ જાતિય ઝગડો તથા નાશ છે. શું ખ્રીસ્તના ઘણું નામો છે? એવીજ રીતે શેતાનના પણ ઘણાં નામો છે.

તે શેતાન કહેવાય છે. યુ ૧:૬. લુ ૧૦:૧૮. માત્થી ૪:૧.
તે આબાદ્ધોન તથા આપલ્યોન કહેવાય છે પ્રક. ૯:૧૧.

| | | | |
|---|---|---|---|
| ,, | બાલઝબુલ | ,, ,, | મા. ૧૨:૨૪ |
| ,, | બેલ્યાલ | ,, ,, | ૨. કર. ૬:૧૫ |
| ,, | શામાવાલીઓ | ,, ,, | ૧ પી. ૫:૮. ઝખ. ૩ ૧. |
| ,, | અજગર | ,, ,, | પ્રક. ૧૨. |
| ,, | સર્પ | ,, ,, | ઉત. ૩; પ્રક. ૧૨. |

તે પુરૂષ વાચક સર્વનામો જેવાં કે હું, તું, તે, તેનું, તેને, તારૂં, તમારૂં કોણનું કોણ વગેરેથી ઓળખાય છે.

તેનાં કૃત્યમાં તે હવાંને લલચાવે છે ઉત. ૩.
તે ખ્રીસ્તનું પરિક્ષણ કરે છે. મા. ૪.
તે શબ્દને ઉલટાવે છે. મા. ૪.
તે દેવનાં કામની સામો થાય છે. ઝખ. ૩.
પ્રભુના સેવકોને અટકાવે છે. ૧ થેસ. ૨:૧૮.
શુવાર્તાનો ઉદય ન થવા દે. મા. ૧૩ ૧૯. ૨ કર. ૪·૪.
દુષ્ટોને ફાંદામાં નાંખે છે ૧ તીમ. ૩:૭ ૨ તીમ. ૨:૨૬
લોકોને ફોસલાવે છે. ૧ રા. ૨૨ ૨૧–૨૨. પ્રક. ૧૬ ૧૪. ૨૦:૩
અજવાળાંનાં દૂતનો વેશ ધરે છે. ૨. કર. ૧૧:૧૪.

**તે એક ઘણો મોટો માણસ છે.**

તે મુખ્ય દૂત મીખાએલની સાથે પણ લડી શકે છે. યહુ. ૯
તેણે પાપનો માર્ગ અને આપણી જાતિનો નાશ મેળવ્યો ઉત. ૩.
તે યહોવાહની આગળ રજુ થઇ શકે છે. યુ. ૧:૬, ૨:૧.
તે ગાજનાર સિંહની પેઠે કોઇને ગળી જાય એમ શોધતો ફર્યા કરે છે. ૧ પી. ૫:૮.
તે આખા જગતને ભુલાવે છે. પ્રક. ૧૨:૯ અને ૨૦.૩.
તે આકાશમાં અપવાદી છે. પ્રક. ૧૨:૧૦.

જેમ છોકરાં તેના હાથોમાં ઉંઘતાં હોય તેમ આખા જગતને તે પકડી રાખે છે. ૧ યો. ૫:૧૯. મા. ૧૩:૩૮.

તેની પાસે મરણનું પરાક્રમ છે હેબ. ૨ ૧૪.

## તેની હૈયાતીનો સમય.

જેમ તે છે અને હતો, તેમ જોકે હમેશ નહિ—તો પણ તે હતો, તે છે, તે થશે. જેમ આપણે ભવિષ્યમાં જોઇએ છીએ, તેમ આપણને માલમ પડે છે કે તે "ઉંડાણમાં" (પ્રક. ૨૦·૩), અને અગ્નિની ખાઇમાં (પ્રક. ૨૦:૧૦) હૈયાત રહેશે. જ્યાં તે "સદા સર્વકાળ" રહે છે. જે ઉચ્ચારણ અનંત કાળની આપણી ફકત ખરી કલ્પનાના જારૂ માપનો વિચાર આપણને આપે છે, તે એક સંપુર્ણ આખા તરીકે અનંતકાળ વિશે આપણે વિચાર કરી શકતા નથી. પણ એક વખત તરીકે, કે જે માપના વિચાર અગર કલ્પનાની હદ ઉપરાંત પહોંચે છે. કાળ (શાસ્ત્રમાં ગ્રીક શબ્દનો તરજુમો જગત, યુગ, વગેરે) વખતનું પ્રમાણ છે. તેને અંત છે, (દુનીઆંનો અંત–ગ્રીક. મા. ૨૪:૩), અને જેમ બીજો દાખલો આવે છે કે (જગત–ગ્રીક. લુ. ૨૦:૩૪–૩૫ મા. ૧૨:૩૨, જગત, ગ્રીક, કાળ—આવવું, મા. ૧૦:૩૦), તેમ તેને શરૂઆત હોવી જોઇએ. સંભવિત રીતે કાળ સુખ દુઃખનું માપ છે. એકનો અંત ને બીજાની શરૂઆત થયા કરે છે, તે ઉપરથી પાઉલ કહી શકે છે કે "આપણાં ઉપર કાળોને

અંત આવ્યો છે." ૧ કર. ૧૦:૧૧ ( જુઓ હેબ. ૧૧:૩. જગત.-ગ્રીક. બહુવચન) ભુત અને ભવિષ્ય બંનેનો ઇસારો કરતાં ઘણાં યુગો છે, (યુગોથી, ગ્રીક, કલ. ૧:૨૬, યુગો, ગ્રીક, આવવું એફ ૨૭). કેટલાએક એટલે કદાચ સાત (અઠવાડીયાંના સાત દીવસની પેઠે) યુગોના યુગોનો એક મહાયુગ થાય છે. (સર્વકાળ સુધી, પેઢીદર પેઢી, એફ. ૩-૨૧). આ મહાયુગોમાંથી કેટલાક (અઠવાડીયાંના અઠવાડી યાંની પેઠે) આપણને જુબીલીમાં આણે છે, અને ત્યાર પછી વળી યુગોના યુગો વહ્યા કરે છે. આ બોધમ સુચના "સદા સર્વકાળ" અગ્નિની ખાઈમાં શેતાનની હયાતીના વખતનુ માપ છે. (પ્રક. ૧૪:૧૧, ૧૯:૩, ૨૦:૧૦). જે પ્રભુના દાસોના રાજ્યની સાથે સમાંતર ચાલ્યું જાય છે (પ્રક. ૨૨:૫). આગળ વર્ણવી ગયા તેમ તે હમેશના માપનો વિચાર આપે છે, જે અનંતકાળ વિશે આપણે મેળવી શકીએ છીએ, તે તેજ માત્ર સત્ય કલ્પના છે. દાખલા તરીકે—એકવાર લાકડી લો, તેનુ માપ ફક્ત ત્રણ ફીટ છે. તેને આગળ ને આગળ અને આગળ ફેરવ્યા કરશો, તો તમે પૃથ્વીની આસપાસ, ચંદ્ર, સુર્ય, તારાઓ, અને છેક દુરના ગ્રહ તરફ, અને ધારણાની સઘળી હદોમાં ફરી વળો છો, તો પણ તે નાનું માપ કલ્પના શક્તિની બહાર આગળ ને આગળ ચાલ્યું જાય છે. એજ પ્રમાણે 'સદા સર્વકાળ"ના વાકયમાં જણાવેલો શાસ્ત્રીય પરંપરા કાળ અનંત કાળના અમાપ વખતમાં આગળ ને આગળ મપાયા કરે છે.

તેથી જો આપણે ગઈ બીના તરફ ફરીએ, તો આપણને માલમ પડે છે કે શેતાનની હૈયાતીનો વખત એદેનની વાડી તરફ પાછો જાય છે (ઉત ૩). હા પાછો "આરંભથીજ" (યો. ૮:૪૪). આ શબ્દ "આદિએ" જેમ યોહાન ૧:૧ માં છે, તેમજ છે, પણ તફાવત માત્ર એટલોજ છે કે ઇશુ "આદિમાં" હતો. જ્યારે શેતાન "આદિમાથી" હતો. આ વિચાર જેમ બીજા ભવિષ્યના યુગોમાં (ગ્રીક) લઇ જાય છે, તેમ (હેબ) ભુતકાળના યુગોમાં આપણને પાછો દોરી જાય છે. તેના મુળના ગુપ્તપણા માટે વિચાર કરવાને જેમ આ-પણે કોશિશ કરીએ છીએ, તેમ આપણે ગુંચવણમાં પડીએ છીએ, કારણ કે તે મર્મમાં ઢંકાઈ રહેલું છે. કદાચ હઝકી-એલ ૨૭ અને ૨૮ અધ્યાયમાં આપણે માટે એક સુચના આપેલી છે જ્યાં સૂરના હાકેમને માટે વિલાપ કરતા છેલ્લા અધ્યાયની ૧૨ મી કલમમાં કોઇ મોટા માણસને ધ્યાનમાં લેતો જણાય છે. જે એક એદેન વાડીમાં હતો, જે ઢાંકનાર અભિષિક્ત કરૂબ હતો, જે અગ્નિમણિની મધ્યમાં ચાલતો હતો, તો પણ તેને ઉત્પન્ન કર્યો હતો. અને તેથી કરીને તેને શરૂઆત હોવી જોઇએ. તેની "ઢોલકીઓ" તથા "વાંશલીઓની" કારીગરી તેનામાં તેની ઉત્પતિને દિવસે તૈયાર કરાઈ હતી. (કલમ ૧૩).

પણ ઉત્પતિ પદાર્થ તથા આત્માની શરૂઆતની, દેવની પોતાની કરતાં બીજી સઘળી હૈયાતીઓની શરૂઆત વીશેની

આપણી ઉત્તમ ધારણાઓ અપરીપક્વ અને અસંતોષકારક છે. જો કે વિચારની દબદબા ભરેલી મોટાઇમાં આપણે ભુતકાળની અસ્પષ્ટ બીનાઓમાં માથું મારીએ છીએ, તોપણ તેઓ આપણને અપરીમિત માલમ પડે છે, ને એજ પ્રમાણે શેતાનની હૈયાતીનો, ભુત તથા ભવિષ્ય બનેનો વખત અપ્રસિદ્ધ ગુહ્યોમાં ઢંકાએલો છે, તેથી મનુષ્ય જાતથી સમજી ન શકાય એવો છે

## તેની વર્તણુંક.

કેટલીએક સુચનાઓ છે કે શેતાન એક નાશ પામેલો માણસ છે. ઇસુ કહે છે કે "તે સત્યમાં સ્થિર રહ્યો નહિ" (યોહાન ૮ ૪૪) અને "સ્થિર રહ્યો નહિ" એ શબ્દ બતાવે છે કે અગાઉ તે સત્યમાં હતો. જો હઝ. ૨૮ અધ્યાયમાંના શબ્દો શેતાન વીશે ઇસારો કરતા હોય તો તે એક વખત સંપુર્ણ હતો. કારણ કે એવું કહેવાએલુ છે કે "તારી ઉત્પતિના દિવસથી તે તારામાં દુરાચાર માલમ પડયો ત્યાં સુધી તારાં આચરણ સંપુર્ણ હતાં.', (કલમ ૧૫).

"ઢોલકીઓ તથા વાંશલીઓની કારીગરી" જે તેનામાં તૈયાર કરાયાં હતાં, તે વિષેનો ઇસારો (કલમ ૧૩) સંગીતની મોટી ચાલાકી જણાવે છે. કદાચ તે સ્તોત્ર અને સ્તુતિનો આગેવાન હોવો જોઇએ. "જ્યારે પ્રભાતના તારાઓ એકત્ર ગાયન કરતા હતા, ને સર્વ દેવ પુત્રો હર્ષનાદ કરતા હતા" (અયુબ ૩૮:૭).

પણ પ્રારંભમાં ગમે તેવી તેની વર્તણુંક હોય, તેનો દરજ્જો ગમે તેવો ઉંચો હોય, તો પણ એવો વખત આવ્યો કે ત્યારે તેનું મન ગર્વિષ્ટ થયું હતું (કલમ ૧૭) અભિમાનનું પરિણામ નાશ છે (દષ્ટ ૧૬:૧૮), તે તેનામાં પેઠું, ને તે શિક્ષામાં આવ્યો (૧ તીમ, ૩:૬) અને અપમાન તથા નાશમાં પડયો. તો પણ ધ્યાનમાં રાખવું કે તે નાશ પામેલા દૂતોમાંનો એક નથી (૨ પી. ૨:૪, યહુ. ૬). કારણ કે આને સાંકળોમાં જકડી રાખેલા છે, જ્યારે શેતાન સ્વર્ગોમાં અંતરિક્ષમાં, અને પૃથ્વીમાં પ્રખ્યાત પણે સ્વતંત્ર છે. જો કે વર્ત્તણુંકમાં નાશ પામેલો છે, તો પણ તેનો જાતિય નાશ હજી ભવિષ્યમાં છે. કારણ કે જેમ આપણે જોઇશું, તેમ (લુ, ૧૦:૧૮) માંનાં ઈશુના શબ્દો ભવિષ્ય સુચક છે, તેમજ (પ્રક. ૧૨) માંના શબ્દો પણ તેવાજ છે,

પણ દુરાચારમાં અભિમાન દાખલ થવાથી (હઝ. ૨૮:૧૫) તેનામાં પાપ જણાયું. અને તેથી શરૂઆતમાંજ નાશ પામ્યો. ઈશુ ફક્ત એટલુંજ નથી કહેતો કે "તેનામાં કંઇ પણ સત્ય નહોતું," પણ વધારીને કહે છે કે "પ્રથમથીજ તે મનુષ્ય ઘાતક હતો,"—"તે જુઠો અને જુઠાનો બાપ હતો" (યો. ૮:૪૪) અને પવિત્ર આત્મા કહે છે કે "તે આરંભથી પાપ કરે છે" (૧ યો. ૩:૮). મનુષ્ય ઘાત! જુઠો!! પાપી!!! તેનો સઘળો ઘેરાવો પાપી છે. તે તેનું તત્વ, તેનો મુળનો સ્વભાવ છે. "તેનામાં લેશ માંત્ર સત્ય નથી." પાપ! પાપ!! પાપ!!! શેતાનની આવી વર્ત્તણુંક છે.

દુષ્ટતાનીજ લંબાઈ, પહોળાઇ, અને ઉંચાઇ છે તેનો સ્વભાવ દુષ્ટ છે, અને તેનું રહેઠાણ અંધકાર છે. પણ તે એકલો રહેતો નથી. ઘણા, હા, જથાબંધ તેની સાથે છે; અને આ ઉપરથી આપણે તેના રાજ્યનો વિચાર કરવા આવીએ છીએ.

## તેનું રાજ્ય.

"જો શેતાન શેતાનને કાઢે, તો તે પોતે પોતાની સામે થયો. ત્યારે તેનું રાજ્ય શી રીતે સ્થિર રહેશે." માત્થી ૧૨:૨૬. આ વાકયમાં અને લુક ૧૧:૧૮ માં એને મળતાં બીજાં વાકયમાં, ઇશુ સ્પષ્ટ હેવાલમાં ગંભીર બીના બહાર પાડે છે કે શેતાનની પાસે એક રાજ્ય છે. તેણે હમણાંજ એક ભૂતને કાઢયો હતો. યહુદીઓએ તેને ભૂત વળગેલું છે એવું તહોમત તેના પર મુકયું હતું (યોહાન ૭:૨૦, ૮:૪૮-૪૯-૫૨), અને હમણાં ફરોશીઓ ભૂતોનો રાજા અથવા સરદાર બાલઝબુલ હોવાનું તેના પર તહોમત મુકે છે. ઇશુ ના નથી કહેતો કે આવો એક સરદાર નથી, પણ શેતાનની સાથે તેનો ઐકયભાવ બતાવે છે અને ત્યાર પછી તેના-શેતાનના-રાજ્યની દેવના રાજ્યની સાથે સરખામણી કરે છે. "બળવાન માણસની હવેલી" ના દૃષ્ટાંત પછી તે આપણને શેતાનના રાજ્યની મહોટાઇ વીશે કંઇક શીખવે છે. ત્યારે તેના રાજ્યની રૈયતો કોણ છે?

## તેના રાજ્યની રૈયત.

પહેલું- તેના દૂતો. "શેતાન તથા તેના દૂતો" માત્થી ૨૫:૪૧. "બંધનમાં રાખેલા દૂતો માત્ર નહિ," (૨ પી. ૨:૪, યહુ. ૬), પણ તેના જેવા બીજાઓ, જેઓ આકાશમાં તેની સાથે લડાઈમાં ભાગ લેશે, તેઓ હજી છુટા છે. પ્રક ૧૨ શામાટે તેના દૂતોમાંના કેટલાકને અંધકારના બંધનમાં ઉંડાણમાં રાખવામાં આવ્યા છે, જ્યારે બીજાઓ હજુ આકાશોમાં છુટા છે (એફ, ૬; પ્રક, ૧૨) એમ બનવું તેઓના પાપની વલણ પર શંભવિત હોવું જોઇએ (૨ પી. ૨૪). યહુદા ૬. માં આપણે વાંચીએ છીએ કે "તેઓએ પોતાનો અધિકાર રાખ્યો નહિ, પણ પોતાનો વાસો છોડી દીધો" કદાચ તેઓ નાશમાં પડેલા "દેવના દીકરાઓ" હતા, જેઓ પોતાની ભયંકર અનિતીમાં, તેઓની જાતીની હદ ઓળગીને માણસોના શરીરોમાં દાખલ થયા, અને "માણસોની દીકરીઓમાંથી પોતાને સારૂં બાયડીઓ લીધી" અને જેઓની ઓલાદ જળપ્રલય અગાઉ અને પાછળ રાક્ષસોની હતી (ઉત, ૬:૧-૫, ગણ ૧૩:૩૩). અને આ ભયંકર પાપને માટે દેવે તેઓને છેવટે અંધકારના બંધનમાં નાંખ્યા. સદોમ તથા ગમોરાહ અનુચિત દેહોની પાછળ ચાલીને આના ઉદાહરણ તરીકે પ્રસિદ્ધ કરાયલા છે. જુઓ યહુદા ૭.

કેવી રીતે હતો શેતાનના રાજ્ય નીચે આવ્યા, તે ગુપ્તમાં ઢંકાએલું છે. માણસ જાતના લોભ અને નાશને માટે પ્રકટીકરણ માત્ર સ્પષ્ટ છે.

બીજું—ભૂતો જેઓના પર તે રાજ્ય કરે છે, લુક ૧૧:૧૫. તે ભાગ્યહીન છે કે આ શબ્દોનું ભૂતો તરીકે ભાષાંતર થયું છે, કારણ કે તેઓના સરદાર ભૂતની સાથે ગુંચવાઇ જાય છે.

તોપણ ફરી તપાસેલી આવૃતિમાં ભૂતો (શબ્દ) હાંસીઆ પર મુકવામાં આવ્યા છે, જેથી ઓળખવામાં મદદ મળે છે, અને તેવીજ રીતે ગ્રીક આવૃતિમાં પણ સંભાળથી કરવામાં આવેલું છે.

આ ભૂતો આત્માની જાત અથવા વર્ગ હોવાનું જણાય છે, જેઓ માણુસ જાતની સાથે વહેવાર રાખવાનું તથા તેઓના શરીરોમાં વાસો કરવાનુ શોધે છે. આ ઉપરથી આપણે "ઘણા ભૂત વળગેલાઓને" જોઇએ છીએ, માત્થી, ૮:૧૬. કોઇ વખત માત્ર એક ભૂત હોય છે (મા ૯:૩૨), અને કોઇ વખત ઘણા —મરીયમની બાબતમાં સાત (માર્ક ૧૬:૯, લુ, ૮:૨), અને ગેરાસીનીના માણુસની બાબતમાં એક સેના હુતી (માર્ક ૫:૯ લુ, ૮:૩૦). તેઓ મનમાં અથવા શરીરમાં ખોડ ઘાલીને દુષ્ટ સત્તાનો ઉપયોગ કરે છે (માત્થી ૧૨ ૨૨, ૧૫.૨૨, લુક ૪:૩૫; ૯:૪૨). તેઓ ખુલ્લી રીતે દેવની હેયાતીમાં અને તેના ન્યાયોમા વિશ્વાસ કરે છે, કારણ કે તેઓ "વિશ્વાસ કરે છે અને ધ્રુજે

છે" (યા. ૨.૧૯), અને શેતાન તથા તેનાં રાજ્યનો નાશ કરવાને ઈશુને તથા તેનાં મિશનને તેઓએ જાણ્યુ, (હેબ ૨:૧૪; મા. ૮:૨૯, લુ. ૮ ૨૮-૩૪) આપણને તેઓની સાથે (૧ કર ૧૦.૨૦-૨૧) ભૂત વૈદ્દોની સાથે (લે. ૧૯ ૩૧) અને ડોકાવીને જોનાર તથા ઝીણે સાદે બબડનાર ભુવાઓની સાથે (યશ. ૮:૧૯) સંગત ન કરવાની શીખામણ આપવામાં આવી છે

આ આત્માઓ ક્યાંથી આવ્યા તે એક મર્મ છે. કદાચ ઉત્પતિ ૧ અધ્યાયમાં એક સુચના આપણે માટે આપવામાં આવેલી છે. પહેલી કલમમાં ઉત્પતિનું મુળ પ્રગટ કરેલું છે. "આદિએ દેવે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કીધાં." બીજી કલમમાં આપણે વાંચીએ છીએ કે "પૃથ્વી અસ્તાવ્યસ્ત (હેબ-ટોહુ) તથા ખાલી (હેબ-બોહુ) હતી. ટોહુ એટલે ઉજડ, વસ્તી વિનાનું, અને બોહુ એટલે ખાલી (યશ. ૩૪:૧૧). પણ યશ. ૪૫:૧૮ માં આપણને કહ્યું છે કે દેવે પૃથ્વીને "ઉજડ રહેવા સારૂ" ઉત્પન્ન કરી નથી, પણ "તેણે વસ્તીને સારૂ તેને બનાવી."

તેટલા માટે જો પૃથ્વીને ઉજડ ઉત્પન્ન કરવામાં આવી નહોતી, અને ઉત. ૧:૨ માં આપણને માલમ પડે છે કે તે ઉજડ હતી, ત્યારે તો તે એવી થઇ હશે. આ પ્રમાણે સુચના આપવામાં આવી છે કે ઉત્પત્તિના ૧ અધ્યાયની પહેલી અને

બીજી કલમની વચમાં, મુકાબલાની શાંતિમાં પસાર થયેલો સભવિત રીતે એક મોટો ગાળો છે, પણ જેમાં પૃથ્વીને કંઇક ભયંકર અકસ્માત નડવાથી તે "વસ્તી વિનાની" થઇ ગઇ, અને દેહ વગરની તેની આગલી જાત, હાલના આ ભૂત આત્માઓ હોવા જોઇએ, જેઓ ખુલ્લી રીતે આપણી આસ-પાસ હવામાં ભરેલા છે.

તેઓની ઉત્પતિ ગમે તે હોય, તોપણ આપણે જાણીએ છીએ કે તેઓ વિદ્યમાન છે, તેઓના પર શેતાન રાજ્ય કરે છે, અને તેઓ માણસોનાં છોકરાંઓમાં, અથવા ભુંડોના શરીરોમાં પણ પેસવાનું અને વાસો કરવાનું શોધે છે (લુ. ૮:૩૩). જો એક સેના (રૂમી ૩૦૦૦ થી ૫૦૦૦) એક માણસમાં વાસો કરી શકે, તો તેઓ ઘણી સંખ્યામાં હોવા જોઇએ, અને બેશક તેઓ શેતાનની પ્રજાનો એક મોટો ભાગ થાય

ત્રીજું—આપણાં પ્રભુ ઇશુ ખ્રીસ્તની મારફતે દેવના તારણથી જેઓ બચેલા છે તેઓ સીવાય માણસની તમામ જાત. "કડવા દાણા શેતાનનાં છૈઆં છે" માત્થી ૧૩:૩૮.

"તમે તમારા બાપ શેતાનના છો" યોહાન ૮:૪૪.

"તું, શેતાનના દીકરા." પ્રે. ૧૩:૧૦.

"શેતાનનાં છોકરાં." ૧ યોહાન ૩:૧૦.

"જે પાપ કરે છે તે શેતાનનો છે." ૧ યોહાન ૩:૮.

"જે મારી સાથે નથી, તે મારી વિરૂદ્ધ છે." માત્થી ૧૩.૩૦. અર્થ જુઓ.

"આપણે જાણીએ છીએ કે આપણે દેવના છીએ ને આખું જગત તે ભુંડામાં રહે છે." ૧ યોહાન ૫:૧૯.

"હરેક જે દેવથી જન્મેલો છે........ને ભુંડો તેને અડકતો નથી" (૧ યોહાન ૫:૧૮) પણ બાકીના સઘળા, "આખી દુનીયાં," તેની હકુમત નીચે છે.

આ પ્રમાણે સ્વર્ગોમાંની, અંતરિક્ષમાંની, પૃથ્વીપરની, અને નરકમાંની બનેલી પ્રજાઓના આ મોટા સમુદાયપર તે રાજ્ય કરે છે.

શેતાનને કયારનો બહાર ફેંકી દીધો છે, અને હાલમાં નરકમાં કેદ કરેલો છે, એ કલ્પના લુક ૧૦:૧૮ અને પ્રક. ૧૨ ની ખોટી સમજપરથી શોધી કાઢી છે. બંનો ભવિષ્યદર્શક ભાષા છે, અને એક ભવિષ્યના બનાવની સુચના કરે છે. અયૂબના દીવસોની પેઠે શેતાનને હજી સ્વર્ગમાં જવાની છુટ છે, ( યુ. ૧:૬, ૨:૧ ), અને "ભાઇઓના અપવાદી તરીકે" ત્યાં છે. ( પ્રક ૧૨:૧૦ ). તે હજી "અંતરિક્ષની સત્તાનો અધિકારી" છે ( એફ. ૨ ૨ ), અને "આ જગતનો અધિકારી" ( યો. ૧૨:૩૧, ૧૪:૩૦ ), "આ જગતનો દેવ" (૨ કર. ૪:૪,) તે છે.

તેનું રાજ્ય અધિપતિઓનું, અધિકારીઓનું, અંધકારના જગતમાંના સત્તાધારીઓનું, અને આકાશીઓમાંના ભુંડાઇના આત્મિકોનુ બનેલું છે. ( એફ. ૬:૧૨ ). દાનીએલ ૧૦ માં અધ્યાયથી આપણે જાણીએ છીએ કે આ સંસ્થાનોમાં પૃથ્વીની પ્રજાઓ પર રાજાઓ અમલ ચલાવે છે. ૨ અને ૩ કલમોમાં દાનીએલ ત્રણ અઠવાડીઆં ઉપવાસ કરતો હતો. જ્યારે એક બળવાન દૂત તેની પાસે આવ્યો, તે એવો મહિમામાં હતો કે તેના સાથીઓ નાશી ગયા ( કલમ ૭ ), ત્યારે તે ઉંધે મસ્તકે ભૂમિપર પડયો. દૂતે તેને કહ્યું, " દાનીયેલ, બિહીમા, પહેલા દીવસથીજ...... તારા શબ્દો સાંભળવામાં આવ્યા હતા, અને તારી વિનંતીઓની ખાતર હુ આવ્યો છું. પણ ઇરાનના રાજ્યના સરદારે એકવીશ દીવસ સુધી મારી સાથે ટક્કર લીધી. " જે દીવસોમાં દાનીયેલે ઉપવાશ અને વિનંતીઓ કીધી, તે દીવસોમાં–હવે, આવા એક કીર્તિવાન પુરૂષની સાથે ટક્કર લઈ શકે, એવો આ સરદાર કોણ હતો ? ખરેખર ઇરાનનો મનુષ્ય જાતનો રાજા તો નહિ, કેમકે દાનીએલે જે કીધું, તેનાં કરતાં તે વધારે જલદીથી તેની આગળ અશક્ત થઇને પડી ગયો હોત. તે દેવના દૂતની સામે થનાર શેતાનના મોટા સરદારોમાંનો એક હોવો જોઇએ, ને જ્યાં સુધી મીખાએલ મદદે આવ્યો નહિ, ત્યાં સુધી આ દૂત દાનીએલની પાસે આવી શકયો નહિ. ૨૦ કલમમાં યાવાનના સરદારને દાખલ કરેલો આપણે

જોઇએ છીએ, અને ઇસ્રાએલના સરદાર મીખાએલ સીવાય આ સરદારોમાંનો બીજો કોઇ દેવદૂતની સાથે પક્ષ પકડતો નથી. ( કલમ ૨૧, અને અધ્યાય ૧૨:૧ ).

અહીંઆં તેઓના ઉપર શેતાનના રાજ્યના એક સરદાર સહીત, ઇસ્રાએલ શિવાય સઘળી જુદી જુદી પ્રજાઓનો દેખાવ આપણે જોઇએ છીએ. વળી આ એફ. ૬ માના સંસ્થાનો અને સત્તાઓની સાથે સંપૂર્ણ મળતાપણામાં છે. આ પ્રમાણે તે પ્રજાઓને છેતરે છે, અને પોતાની સત્તામાં આખાં જગતને પકડી રાખે છે. ( ૧ યો. ૫:૧૯ ), તેનાં ફાંદામાં પકડાયા અને તેની ઇચ્છા પ્રમાણે કેદ કરાયા. ૨ તીમ, ૨:૨૬.

ઈશુએ આપણને પ્રાર્થના કરતાં શીખવ્યુ એમાં કંઇ પણ અજાએબ જેવું નથી કે ભુંડાથી અમારો છૂટકો કર. માત્થી ૬:૧૩.

પ્રકાશમાં અથવા આવા પ્રકટીકરણમાં, કોઇ પણ કહેવાતાં વિજ્ઞાનનો કેવો મોટો ખ્યાલ છે કે જે શીખવે છે કે કંઈ ભુંડું નથી,–શેતાન નથી.

ત્યારે અધિપતિઓ અને અધિકારીઓ સહીત સઘળાં સંસ્થાનોમાં અને સત્તાઓમાં રચાએલું તેનું રાજ્ય સ્વર્ગી દૂતોનું, અંતરિક્ષના ભૂતોનું, પૃથ્વીપરના માણસોનું, નરકમાંના માણસો અને દૂતોનું બનેલું છે.

## તેના કર્ત્તવ્યો.

કેવી રીતે દૂતો અને ભૂતો શેતાનને તાબે થયા, એ ગુપ્તમાં ઢંકાએલું છે ફક્ત માણસજાત સાથેનાં તેનાં કર્ત્તવ્યો ખુલ્લાં થએલાં છે. જેવી રીતે તે મશીહ, મધ્યસ્થ, અને મુક્તિના સાધન સાથે છે, તેવીજ રીતે તેને અને તેના રાજ્યને લગતું સઘળું પ્રકટીકરણ આગળ વધતું અને ઉઘાડું છે. જુના કરારમાં “ ભૂતો ” શબ્દ માત્ર ચાર વખત આવે છે (લે. ૧૭ ૭, ૨ કા. ૧૧.૧૫, પુ. ૩૨·૧૭, ગી. ૧૦૬:૩૭), અને બેશક મૂર્તિઓ વિષે, અથવા સંભવિત રીતે તેઓની પાછળના ભૂત આત્માઓ વિષે ઇસારો કરે છે. (૧ કર. ૧૦ ૨૦).

પ્રથમ શેતાન સર્પના રૂપમા એદેનવાડીમાં દેખાય છે. ત્યાં હજી સુધી તેને માટે દાખલ થવાને કોઈ પણ મનુષ્ય જાત નહોતી, અને ઉંચામાં ઉંચું પ્રાણી પસંદ કરવાનું તેને માટે કુદરતી હતું. ( ઉત. ૩ ૧, ૧૪ ). પણ જે, માણસને લલચાવવામાં અને નાશમાં નાંખવામાં ખરેખરો કર્ત્તા હતો, તે શખ્સ વિષે આપણે સંશયમાં રહ્યા નથી ( જુઓ, ૨ કર, ૧૧:૩, પ્રક. ૧૨:૯, ૨૦:૨ ). શેતાન નામ સુ. ૧ અને ૨ માં બાર વખત, ગી. ૧૦૯:૬ માં એક વખત, અને ઝખ. ૩·૧, ૨ માં બે વખત આવે છે. એનો અર્થ તહોમત મુકનાર, સામાવાળીઓ થાય છે, અને બીજાં એવાં નામથી માણસોનાં છોકરાંઓની અને દેવની યોજનાઓની સામે કામ કરતો,

તે પ્રગટ કરાએલો છે. તોપણ નવા કરારમાં તેના વિષે અને તેની વર્તણુંક વિષે વધારે સંપૂર્ણ અને સ્પષ્ટ પ્રકટીકરણ આપણને મળે છે હેબ્રી નામ શેતાન બદલી નાંખીને, નવા કરારમાં ગ્રીક નામ ભૂતોની સાથે અદલ-બદલ કરીને પાંત્રીશ વાર વપરાયું છે. આ ભૂત શબ્દનો અર્થ જુદો પાડનાર, અપવાદક થાય છે, અને આમાં પ્રથમથીજ શેતાનનાં કર્તવ્યો આપણને નજરે પડે છે. તે અપવાદથી જુદા પાડે છે. જેમ તેણે માણસની આગળ દેવની ચુગલી કીધી ( ઉત ૩ ), તેમ તેણે દેવની આગળ માણસની ચાડી કીધી. ( યુ ૧:૯ ) એવીજ રીતે કદાચ તેણે જે દૂતો તથા ભૂતો હાલમાં તેની સેવા કરે છે, તેઓને દેવના તરફના તેઓનાં આગલાં આજ્ઞાંકિતપણામાંથી જુદા પાડેલા છે. કોઇ પણ રીતે આપણે જાણીએ છીએ કે માણસની સાથે આ તેનુ કર્તવ્ય છે. તેણે એદેનવાડીમાં દેવથી માણસજાતને જુદી પાડી, અને ત્યારથીજ તેણે માણસજાતના ભોળા સમુદાયોપર વિપત્તિ, કંકાશ, અને દિલગીરીનો પોતાનો સઘળો જુસ્સો આણીને, તીરસ્કારથી, વૈરથી, અદેખાઇથી, અને ઇર્ષાથી માણસોને એક બીજાથી જુદાં પાડયાં છે. તે ઠગે છે, તે ચાડી કરે છે, તે જુઠું બોલે છે, તે ખૂન કરે છે, તે " અંધકારનો અધિકારી છે, " ( કલ. ૧:૧૩), અને નાશના પહોળા રસ્તાપર ( મા. ૭:૧૩ ) પાપના દાસોને, અન્યાયના બીજમાં (૧ યો.

૭:૯ ), મરણના પરાક્રમ નીચે લોકોને પકડી રાખે છે. (હેબ. ૨:૧૪ ).

## વચન.

હવે નાશ પ્રામેલી મનુષ્ય જાતની આગળ જે આશા મુકેલી છે, તે આ વચનમાં છે કે સ્ત્રીનું સંતાન સર્પનું માથુ છુંદશે. ( ઉત. ૩:૧૫ ), જ્યારે કાઇન જન્મ્યો હતો, ત્યારે હવાએ ધાર્યું હશે કે તે સંતાન હતું, કેમકે તેણીએ કહ્યું કે "યહોવાહની કૃપાથી મને પુત્ર મળ્યો છે." પણ જુઓ, શેતાને તેને પોતાના જેવો એક ખુની બનાવ્યો, અને સંતાન શેથના વંશમાં આવ્યું. ત્યાર પછી તે ઇબ્રાહીમ, ઇસ્હાક, યાકુબ, દાઉદ, અને છેવટે કુવારીકામાં સાંકડું થયું હતું. ( યશા. ૭:૧૪ ). મરીયમના છોકરાનો પવિત્ર આત્માથી ગર્ભ ધારણ કરાયો હતો. આટલે સુધી માણસોનાં છોકરામાં શેતાનને બિહીવાનું કાંઇ નહતુ. પણ અહીઆં એક ચમત્કાર હતો—સ્ત્રીના સતાનનું છોકરૂં. તરતજ તેનો સઘળો ઘાતકી ઉત્સાહ જાગી ઉઠયો, અને બાળપણમાંજ તેને મારી નાંખવા સારૂ તેણે પોતાથી બન્યું તે કીધું. પાછળથી તે તેને અરણ્યમાં મળ્યો, અને જુઓ, પહેલીજ વખત તે પોતાના હરીફને મળ્યો. તે "નિષ્પાપી હોવાથી," તેનામાં તેની સઘળી ફોસલાવનારી લાલચોને કંઇ ઠામ જડયો નહિ. (હેબ. ૪:૧૫ ). "તે લખાએલું છે," "તે

લખાએલું છે, " "શેતાન, આઘો જા," અને શેતાન "કંઇક મુદત સુધી તેની પાસેથી ગયો" મા. ૪. લુક ૪

## ઝઘડો.

પોતાના ઘણા આડતીઆઓની મારફતે વારંવારના હુમલાઓથી, શેતાને ઇશુની સાથે તેની આખી જીંદગી દરમ્યાન ઝગડો જારી રાખ્યો. આખરે, વાડીમાં અને વધ-સ્તંભ ઉપર તે પોતાની "મરણુની ગરક કરી નાંખતી શક્તિ સાથે" તેને મળ્યો. જગતના પાપથી અને પાપીના ગુન્હાથી લદાએલા (૧ યો. ૨:૨, યશ, ૫૩:૬, ૨ કર, ૫:૨૧, ગલ ૩:૧૩, ૧ પી. ૨ ૨૨–૨૪) ઇશુએ પ્રટકાને સ્વીકાર્યો, અને "અન્યાયીને માટે ન્યાયી મરણ પામ્યો." શેતાન જીત પામ્યો,–દેવ માણસ મોતને તાબે થયો હતો. જ્યારે ઇશુનો આત્મા તેના શરીરમાંથી નિકળીને નીચે નરકમાં ઉતર્યો, અને ખાઈ ઓળંગીને, "બંદીખાનામાંના આત્મા-ઓના "વાસમાં ગયો, ૧ પી ૩ ૧૮, ૧૯, એફ. ૪:૯, ત્યારે બેશક શેતાનનું સઘળુ રાજ્ય પોકાર ઉપર પોકારથી, ખુશાલીના પોકારોથી ગાજી ઉઠયું.

શેતાનની સઘળી ફોજનો પોકાર કોઇ પણ સાંભળી શકે, કે "તે મરી ગયો છે," "તે મરી ગયો છે," અને બંદીખાનામાં નંખાયો છે.

તેઓએ થોડુજ ધાર્યું કે મૃત્યુમાં ઇશુ શેતાનની સત્તાની બહાર ચાલ્યો ગયો હતો.

પણ દેવની યોજનાની અજાએબ જેવી ગુહ્યતા અને તેના પરાક્રમની શક્તિ જુઓ કારણ કે ઇશુ આત્મામાં સજીવન કરાયો, અને એક કેદી તરીકે નહિ પણ શેતાનના હરીફ તરીકે, તેણે જીવનશક્તિ અને અતિશય ચાલાકીથી બંદીખાનામા પ્રવેશ કર્યો ( ૧ પી. ૩:૧૮, ૧૯; ૪ ૬ ). હા, તેણે નરકના દરવાજા ઉઘાડી નાંખ્યા, અને બંદીખાનામાંના સંખ્યાબંધ કેદીઓને લઇને બહાર આવ્યો. ( એફ. ૪ ૮, ૧૦ ), અને મુએલાંઓમાંથી પાછો ઉઠ્યાથી દેવનો દીકરો પરાક્રમ સહિત ઠર્યો છે. ( રૂ. ૧:૪ ). તેણે પવિત્ર આત્માને મોકલવાનુ વચન આપ્યું, તેણે પોતાના શિષ્યોને સઘળી દુનિઆમાં સુવાર્ત્તાનો ઉપદેશ કરવાની આજ્ઞા કરી, અને ગુરૂત્વાકર્ષણના કુદરતિ નિયમને જીતીને, તે આકાશમાંજ ( હેબ. ૯:૨૪ ) ચડી ગયો, ( એફ. ૪:૧૦ ), અને દેવને જમણે હાથે બેઠેલો છે, ( કલ. ૩:૧ ).

## તેનું શરીર.

જેમ ઇબ્રાહીમનો ચાકર ઇસ્હાકને સારૂ વહુ લેવા જાય છે ( ઉત. ૨૪ ), તેમ જે મંડળીને કોઇ દીવસ ડાઘ વિનાની અને નિર્દોષ તેની આગળ રજુ કરવાની છે, તે ઇશુને માટે

માણસજાતમાંથી વહુ મેળવવાને પવિત્ર આત્મા જગતમાં છે. એફ ૫:૨૨-૩૨. આ મંડળીને અને તેમાંના દરેક સભાસદને શેતાન હેરાન કરે છે, એમાં કંઈ અજાએબ જેવું નથી, કારણકે મડળી ખ્રીસ્તનું શરીર છે. એપૂ. ૧:૨૩. ખ્રીસ્ત શીર છે. એફ. ૫:૨૩. મડળી શરીર છે.

જેમ શેતાને શીરનો નાશ કરવાની કોશિષ કીધી, તેમ તે શરીરનો નાશ કરશે, અને ખ્રીસ્તની સંપૂર્ણતાના કદના પરિણામે તેના શીર સાથેના સંપૂર્ણ પુરૂષપણાના તેના સંબંધને જો બની શકશે તો અટકાવશે, એફ. ૪:૧૩, ૫:૨૭, ૩૨.

આ મતલબપર તે કોઇને ગળી જાય એમ શોધતો ફર્યા કરે છે ( ૧ પી. ૫:૮, ). તે વચનને ઝુંટવી લે છે. ( માર્ક. ૪:૧૫ ), અને અવિશ્વાસીઓના મન આંધળાં કરે છે ( ૨ કર ૪ ૪ ). લુચ્ચાઈની મધ્યમાં અને કપટી તરક-ટોમાં ( એફ. ૬:૧૧-૧૨ ), તે પોતાના બંદીવાનોને લેવાને ( ૨ તીમ. ૨:૨૬ ), તેની જાળો પાથરે છે. ( ૧ તીમ. ૩:૭ ) તે સારાં બીની માંહે ( મા ૧૩:૩૯ ), વિશ્વાસીઓની મંડળીમાં પણ ( પ્રે, ૨૦:૨૯ ), પોતાના કડવા દાણા વાવે છે, જ્યાં તે માણસને ભ્રષ્ટાચારમાં દોરીને, પ્રભુ ઇશુનો નકાર કરતાં, નાશકારક પાખંડ મતો ગુપ્ત રીતે ચલાવે છે ( ૨ પી. ૨:૧, ૩ ). મંડળીના મતોને તે દુષ્ટપણાના

ખમીરથી કાઢી નાંખે છે. ( મા. ૧૩:૩૩; ૧૬:૬-૧૨, ૧ કર. ૫:૬-૮ ). તેની પાસે ભક્તિની જગ્યાઓ, " શેતાનની સભા " ( પ્ર. ૩:૯ ), અને તેના હુકમ મુજબ કરવાને " પ્રેરીતો " છે. ( ૨ કર, ૧૧:૧૪, ૧૫ ). તે દેવના દૂતોની સામો થાય છે ( ઝખ, ૩:૧ ), અને તેઓને પુલાવે છે. ( ૨ કર, ૧૨:૭ ), અને અટકાવે છે. ( ૧ થેસ, ૨:૧૮ ).

શામાટે ખ્રીસ્તના શરીર ઉપર આ ભયાનક હુમલો ? કેવી રીતે સ્રીનું સંતાન તેનું માથું છુંદશે ( ઉત, ૩:૧૫ ), એ વિષે દેવની ચમત્કારીક યોજનામા કદાચ તે કંઇક સમજે છે.

## દેવની પાસે એક યોજના છે.

( સનાતન કાળનો ઇરાદો, એફ, ૩:૧૧ ). ઇશુ સનાતન યુગોનો રાજા છે ( ૧ તીમ, ૧:૧૭ ), તેઓ સઘળાંને તેણ ઉત્પન્ન કીધાં. ( હેબ, ૧:૨; ૧૧:૩ ), અને સઘળાંને એક યોજના પર ગોઠવેલા છે.

આ સનાતન યુગોમાંના સાતનું રહસ્ય જાણવા સારૂ, આ અનંત યોજનાનો એક નાનો ભાગ દેખાડવા માટે નીચેની આકૃતિ આપેલી છે. આકૃતિની નીચેનો ભાગ સદા સર્વકાળના અપાર માપનો એક દાખલો છે.

# આકૃતિનો ખુલાસો.

સાત યુગોના ભાગો ૧ થી ૭ સુધીની સખ્યામા છે.
**પહેલો**—એદેન, અને આદમ અને હવાને કાઢી મેલ્યાથીતેની સમાપ્તિ.
**બીજો**—નુહના સમયની જળપ્રલયથી સમાપ્તિ.
**ત્રીજો**—જળપ્રલય પછીના સમયની સદોમના નાશથો સમાપ્તિ.
**ચોથો**—કુળપતિના સમયની સુફ સમુદ્રથી સમાપ્તિ.
**પાંચમો**—મશીહના સમયની વધસ્તંભ અને પેન્ટીકોસ્ટથી સમાપ્તિ.
**છઠ્ઠો**—ખ્રીસ્તી સમયની આનદ અને પ્રકટીકરણથી સમાપ્તિ.
**સાતમો**—એક હજાર વરસના યુગતી શેતાનના નાશથી સમાપ્તિ.

ત્યાર પછી નવુ આકાશ તથા નવી પૃથ્વી આવે છે

દરેક વિભાગનુ લક્ષણ, નિર્દોષપણું, સ્વતંત્રતા, વીગેરે શબ્દોમાં જણાવેલુ છે.

બહોળી લીટીઓ વસ્તીનો વધારો બતાવે છે.

ઇબ્રાહીમના સમયથી, વધસ્તંભ અને યરૂશલેમના નાશ સુધી, ઇસ્રાએલને એક નિરાળી પ્રજા તરીકે લોકોમાં બતાવ્યા છે.

ત્યાર પછી ખ્રીસ્તી વિભાગ દરમ્યાનમાં તેઓ સધળી પ્રજાઓમાં બીજની પેઠે વીખરાએલા છે, અને ફરી પાછા એક હજાર વરસના રાજ્યના મુખી તરીકે એકઠા કરાય છે. એક નાનો ક્રોસ, વધસ્તંભ તથા ખ્રીસ્તના આત્માને નરકમાં ઉતરતો, અને ત્યારપછી તેનાં પુનરૂત્થાન તથા સ્વર્ગારોહણ ને, પવિત્ર આત્માનું નીચે આવવું, અને મડળીની

સ્થાપના — ખ્રીસ્તનું શરીર — યાહુદીથી અગર વીદેશીથી આ વિભાગ દરમ્યાન તદન જુદું બતાવે છે. પવિત્રોનું આવાગમન– જેઓ ઇસુમાં ઉંઘેલા છે, તેઓનું પુનરૂત્થાન, અને જીવતા વિશ્વાસુઓનુ બદલાવવું ( ૧ કર. ૧૫:૨૩, ૫૧. ૫૨ ), જેઓ ગગનમાં પ્રભુને મળવા સારૂ વાદળોમાં તણાઇ જશે ( ૧ થેસ. ૪ ૧૭ ). હનોખ તથા એલીયાહ આ ખુશાલીના નમુનાઓ છે.

(M) એક હજાર વરસ – ખ્રીસ્ત અને તેની વહુની મુલાકાત. ( ૧ થેસ. ૪.૧૭; એફ, ૫:૨૧–૩૨; ૨ કર, ૧૧:૨ )

આ તેની પાસે આપણું સઘળાનું એકઠા થવાનું છે. ૨ થેસ. ૨:૧, અને હલવાનનાં લગ્ન. મા. ૨૨:૨. ૧૦; ૨૫:૧૦; લુ. ૧૪:૧૫–૨૪; પ્રક. ૧૯:૭–૮. તેમજ આપણે સદા પ્રભુની સાથે થઇશું. યો. ૧૨ ૨૬, ૧૪:૩; ૧૭:૨૪, ૧ થેસ. ૪:૧૭. તે મંડળીની આશા છે. ફિલ, ૩:૨૦–૨૧; તીત, ૨:૧૩; ૧ યો. ૩:૨–૩. લુ. ૨૧, ૨૮, રૂ. ૮:૨૩; એફ. ૪:૩૦ માં વર્ણવેલુ તારણ તે છે, તો એ વાતોથી એક બીજાને સુબોધ કરો. ૧ થેસ, ૪:૧૮. આ પ્રમાણે મંડળી પરીક્ષણમાંથી બચી જાય છે. લુ. ૨૧.૩૬; ૨ પી, ૨.૯, પ્રક. ૩.૧૦.

પરીક્ષણ — ત્યારપછી એવાં સંકટનો સમય જગત પર આવશે કે ( દા. ૧૨:૧; મા ૨૪:૨૧; લુ. ૨૧:૨૫–૨૬ ), જેમાં શુદ્ધ મંડળી બહાર કાઢી નંખાશે, અને દેવ પાછો ઇસ્રાએલની સાથે સંબંધ બાંધશે. ( પ્રે. ૧૫.૧૩–૧૭; ગી.

૫૧:૧૮; ૧૦૨:૧૬ ). તે તેઓને એકત્ર થવાની છુટ આપે છે, ( સફ. ૨ ૧-૨ ), તેઓ ખ્રીસ્ત-વિરોધીની સાથે કરાર કરે છે ( દા. ૯:૨૭ ), અને આખરે જેને તેઓએ વિંધ્યો છે, તેની તરફ તેઓ જોશે, ત્યાંસુધી મોટા ન્યાયો અને વિપત્તિઓમાં પડશે ( ઝખ. ૧૨:૧૦ ), અને તેઓનો બચાવ થશે, ને પૂર્વ સ્થિતિમાં આવશે ( યશ, ૧૧.૧૧, ૬૦; યર, ૩૦:૩, યર ૩૧; ૩૨:૩૬-૪૪; ઝખ ૧૦:૧૦; રૂ ૧૧ ), ને તેઓના દેશમાંથી ફરીથી કદી ઉપાડી નંખાશે નહિ ( આ. ૯:૧૫; હઝ ૩૪:૨૮ ). ખ્રીસ્ત—વિરોધી પ્રગટ કરાશે. ૨ થેસ. ૨:૮, પ્રક. ૧૩.

દેવના ક્રોધનાં પ્યાલાંઓ બહાર રેડાયાં. ગી. ૨:૧-૫; પ્રક. ૬.૧૬-૧૭; ૧૪:૧૦, પ્રક. ૧૬.

પ્રકટીકરણ—ખ્રીસ્ત અને તેના પવિત્રોનું ( મંડળી, તેનાં શરીરનું ) બળતી આગમા ( ૨ થેસ. ૧:૭-૧૦ ), પૃથ્વી પર ( કલ. ૩:૪; ૧ થેસ- ૩:૧૩ ), ન્યાય ઠરાવવાને આવવું ( યહુ. ૧૪. ૧૫ ). ત્યારપછી ખ્રીસ્ત-વિરોધીનો નાશ થશે. ( ૨ થેસ. ૨:૮ ). શાપક અને જૂઠા ભવિષ્યવાદી પકડાય છે. પ્રક. ૧૯. ગોગ અને તેના મળતીઆઓને બહાર તાણી કાઢે છે. હઝ. ૩૮:૩૯. શેતાનને બાંધે છે. પ્રક. ૨૦:૧. ૩; રૂ. ૧૬:૨૦. પ્રજાઓનો ન્યાય. મા: ૨૫:૩૧-૪૬; ૧૯:૨૮. પ્રે ૧૦:૪૨; ૧ પી. ૪:૫. ઇશુની શાહેદીને લીધે

તથા દેવની વાતને લીધે મારી નંખાએલા પવિત્રોનું પુનરૂત્થાન, એજ પહેલું પુનરૂત્થાન છે. પ્ર. ૨૦:૪, ૬.

રાજ્ય—એક હજાર વરસ. એક હજાર વરસ સુધી ( પ્રક. ૨૦:૪ ) પૃથ્વી પર ખ્રીસ્તનું, તેની વહુ અથવા શરીરની સાથે મહિમાવાન રાજ્ય. ૨ તીમ, ૨:૧૨; પ્રક. ૫:૧૦; યશા. ૨.૨–૫ અને ૪ અને ૧૧:૧–૧૨, અને ૨૫ ૬–૯, અને ૩૨:૧–૨, અને ૬૫:૧૮–૨૫, મી. ૪ ૧–૪. સફ. ૩:૧૪–૨૦; ઝખ. ૮:૩–૮, અને ૨૦:૨૩, અને ૧૪:૧૬–૨૧.

શેતાન—ફરી પાછો શેતાન પ્રજાઓને ઠગતો થોડી વારને માટે છુટો થાય છે. ગોગ અને માગોગનો નાશ થાય છે, અને શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલા અગ્નિમાં–મા. ૨૫:૪૧, અગ્નિની ખાઇમાં આખરે શેતાનને ફેંકી દેછે. ( પ્રક. ૨૦.૭–૧૦; હેબ, ૨:૧૪ ). ત્યાર પછી ન્યાયકરણનું પુનરૂત્થાન થાય છે. પ્રક. ૨૦:૧૨–૧૫, યો, ૫:૨૯, દા. ૧૨:૨. મોટા ઉજળા રાજ્યાસન આગળ બાકીના સઘળા મરણ પામેલાઓનો ન્યાય. પ્રક. ૨૦:૧૧–૧૫. મરણ અને હાડેસ અગ્નિ ખાઈમાં ફેંકાયાં. પ્રક. ૨૦:૧૪; ૧ કર. ૧૫:૨૬.

ત્યારપછી નવું આકાશ તથા નવી પૃથ્વીની સાથે શરૂ થતા આવતા યુગો. ( એફ. ૨:૭ ).

તે ધ્યાનમાં આવશે કે યોજનાનો

## બીજો મોટો ભવિષ્યનો બનાવ.

ગગનમાં પ્રભુને મળવાને માટે મંડળીનું આકાશગમન. ત્યારે શીર અને શરીરનું જોડાણ થશે—"હલવાનના લગ્નમાં," પ્રક. ૧૯:૭, "શુદ્ધ કુંવારીકા," (૨ કર. ૧૧:૨), મંડળી તેની પોતાની આગળ હાજર કરાશે (એફ. ૫:૨૭). શાસ્ત્રના આપણા અભ્યાસમાં સારી રીતે આપણને ધ્યાનમાં રાખવા દો કે ઉત્પત્તિના ૧૨ મા અધ્યાયથી ઈબ્રાહીમ અને તેનાં સંતાન ફક્ત દેવના આશીર્વાદનો માર્ગ છે. ઇબ્રાહીમથી પસંદ કરેલા-ઇસ્રાએલ થયા, જેઓને દેવની વાણી સોંપવામાં આવી હતી. ઇસ્રાએલમાંથી યાહુદીનો મશીહ અને જગતનો તારણ કરનાર ઇશુ ખ્રીસ્ત થયો છે. ઇસ્રાએલમાંથી કૃપાદાનના બાકી રહેલા વિશ્વાસુ યાહુદીઓ થયા, જેના ઉપર મંડલીની સ્થાપના થઇ છે, અને સઘળા વિશ્વાસુ વિદેશીઓ તેમાં કલમરૂપે ડાંખલીઓ છે (રૂ. ૧૧:૧૭). મંડળીને લઇ ગયા પછી ઇસ્રાએલ પુર્વ સ્થિતીમાં આવે છે, અને દુનીઆનાં બહોળાં રાજ્યના મુખ્ય થાય છે, જેના ઉપર ખ્રીસ્ત (શીર અને શરીર) રાજા છે.

### આખરનો ઝગડો.

હવે પ્રકટીકરણના ૧૨ માં અધ્યાય તરફ ફરો તો આપણને માલમ પડશે કે આપણે તેના ખુલાસાને માટે તૈયાર છીએ.

" ૧ અને આકાશમાં મોટું ચિન્હ દેખાયું, એટલે એક બાયડી સૂર્યથી વેષ્ટિત ને તેના પગતળે ચંદ્ર, ને તેના માથા પર બાર તારાનો મુગટ હતો. "

" ૨ અને તે ગર્ભવંતી હતી, ને જણવાનું કષ્ટ ભોગવતાં તથા પીડા પામતાં બૂમ પાડતી હતી."

" ૩ અને આકાશમાં બીજું ચિન્હ પણ દેખાયું; જુઓ, અગ્નિરંગી મોટો અજગર, જેને સાત માથાં ને દશ શીંગડાં હતાં, ને તેના માથા પર સાત મુગટ હતા. "

" ૪ ને તેનાં પુછડાંએ આકાશના તારાઓનો ત્રીજો ભાગ ખેંચીને તેઓને પૃથ્વી પર નાંખ્યા. અને જે બાયડી જણવાની હતી, તેની આગળ તે અજગર ઉભો રહ્યો, એ માટે કે જ્યારે તે જણે, ત્યારે તેના બાળકને ખાઇ નાખે."

" ૫ અને તે નર બાળક જણી, જે સઘળા દેશનાઓ પર લોઢાના દંડથી ધણીપણું કરનાર છે: ને તેનો બાળક દેવ પાસે તથા તેના રાજ્યાસન પાસે લઇ જવાયો.

" ૬ અને બાયડી અરણ્યમાં નાઠી, ત્યાં દેવે તેને સારૂ તૈયાર કીધેલું એવું ઠેકાણું છે, કે તેમાં તેઓ તેને બારસેં ને સાઠ દહાડા સુધી પાળે."

" ૭ અને આકાશમાં લડાઇ થઈ, મીખાએલ તથા તેના દૂતો અજગરની સાથે લડ્યા, ને અજગર તથા તેના દૂતો લડ્યા. "

" ૮ તોપણ તેઓ જીત્યા નહીં, ને તેઓનું ઠેકાણું ફરી આકાશમાં મળ્યું નહીં. "

" ૯ અને તે મોટો અજગર બહાર નંખાયો, એટલે તે જુનો સાપ, જે બટ્ટા મુકનાર તથા શેતાન કહેવાય છે, જે આખા જગતને ભુલાવે છે, તે પૃથ્વી પર નખાયો, ને તેની સાથે તેના દૂતો પણ નંખાયા. "

" ૧૦ ત્યારે આકાશમાં મોટી વાણી એમ કહેતાં મેં સાંભળી કે હમણાં તારણ તથા પરાક્રમ, તથા અમારા દેવનું રાજ્ય તથા તેના ખ્રીસ્તનો અધિકારી છે. કેમકે અમારા ભાઇઓનો અપવાદી, જે અમારા દેવની આગળ રાત દહાડો તેઓ સામે અપવાદ કરે છે, તે નીચે ફેંકાયો છે. "

" ૧૧ અને તેઓએ હલવાનના લોહીથી તથા પોતાની સાક્ષીની વાતથી એને જીત્યો છે. ને મરણ સુધી તેઓએ પોતાના જીવ પર પ્રેમ કીધો નહી. "

" ૧૨ એ માટે ઓ આકાશો તથા તેઓમાં રહેનારાઓ, તમે આનંદ કરો. ઓ પૃથ્વી તથા સમુદ્રના રહેનારાઓ, તમને અફસોસ છે. કેમકે શેતાન તમારી પાસે ઉતર્યો છે, ને તે બહુ ક્રોધીત છે, કાં જે તે જાણે છે કે તેનો વખત થોડો છે. "

" ૧૩ અને જ્યારે અજગરે જોયું કે પોતે પૃથ્વી પર ફેંકાયો, ત્યારે જે બાયડી પુરૂષને જણી હતી, તેને તેણે સતાવી. "

" ૧૪ અને બાયડીને મોટા ગરૂડની બે પાંખ અપાઇ, એ માટે કે સાપના સન્મુખથી તે અરણ્યમાં પોતાને ઠેકાણે ઉડી જાય, ત્યાં સમય, તથા સમયો, તથા અડધા સમય સુધી તેનું પ્રતિપાલન કરાય છે. "

" ૧૫ અને સાપે પોતાના મ્હોમાંથી નદીના જેવું બાયડીની પછવાડે પાણી નાંખ્યું, એ માટે કે તેના પુરથી તે તણાઇ જાય. "

" ૧૬ અને પૃથ્વીએ તે બાયડીને સહાય કીધી, એટલે પૃથ્વી પોતાનું મ્હોં ઉઘાડીને, જે નદી અજગરે પોતાના મ્હોમાંથી નાંખી, તેને પી ગઈ. "

" ૧૭ અને અજગર બાયડી પર ગુસ્સે થયો, ને તેણીના બાકીના સંતાન, એટલે જેઓ દેવની આજ્ઞા પાળે છે, ને જેઓની પાસે ઇશુની સાક્ષી છે, તેઓની સાથે લડવાને તે નીકળ્યો. "

બાયડી તે, દેવના લોકો અને આશીર્વાદનો માર્ગ ઇસ્રાએલ છે. તેણીનું બાળક શીર અને શરીર સહીત ખ્રીસ્ત છે. અઢાર સૈકા અગાઉ શીર દેવમાં પકડાયું હતું, અને પવિત્રોના આકાશગમનના સમયે શરરી પકડાશે, અનેશીરની સાથે જોડાશે.

બાળકને ખાઈ જવાને તૈયાર ઉભો રહેલો મોટો અગ્નિ-રંગી અજગર શેતાન અને તેનું રાજ્ય છે. બાળક શેતાનના પરાક્રમને, મરણ તથા પુનરૂત્થાનથી હઠાવી કાઢે છે. ( અને બાકીનાઓ-જેઓ તે સમયે જીવતા હશે તે,-તાત્કાળીક બદલાઇ જશે, ૧ કર. ૧૫:૫૧-૫૨ ), અને દેવમાં પકડાઇ જશે, અને જુઓ, જે લોઢાના દંડથી સઘળી પ્રજાના ઉપર રાજ્ય કરવાનો છે, તે નર-બાળક તૈયાર છે, ( ગી. ૨:૯, પ્રક. ૨:૨૭; દા. ૭:૨૭ ), અને શેતાનના નાશનો સમય આવ્યો છે.

## નાશ.

તરત આકાશમાં લડાઈ થઇ ( કલમ ૭ ). મીખાએલ ( ઈસ્રાએલનો સરદાર, દા. ૧૦:૨૧ ) તથા તેના દૂતો અજગરની સાથે લડ્યા, ને અજગર તથા તેના દૂતો લડ્યા. “ તોપણ તેઓ જીત્યા નહીં, ને તેઓનું ઠેકાણું ફરી આકાશમાં મળ્યું નહીં. ”

અજગર કોણ છે, એ વિષે કંઇ પણ સવાલ થઇ શકેજ નહીં. કારણ કે ૯ મી કલમ બરાબર રીતે તેને ઓળખાવે છે. “ અને તે મોટો અજગર બહાર નંખાયો, એટલે તે જુનો સાપ, જે બટ્ટા મુકનાર તથા શેતાન કહેવાય છે, જે આખા જગતને ભૂલાવે છે, તે પૃથ્વી પર નંખાયો, ને તેની સાથે તેના દૂતો પણ નંખાયા. ”

જે ભુંડાઇના રાજ્યનો હાકેમ, તેજ શેતાન છે, તેણે કહ્યું હતું કે " હું આકાશો પર ચડીશ, ને હું દેવના તારાઓ કરતાં મારૂં રાજ્યાસન ઉચું રાખીશ " ( યશા. ૧૪:૧૩ ), " અને ત્યાં અમારા દેવની આગળ રાતદહાડો ભાઇઓનો અપવાદ કરે છે " ( કલમ ૧૦ ). પણ દેવે કહ્યું હતું કે " હું તને વટલેલા તરીકે દેવના પર્વત પરથી ફેંકી દઇશ. " હઝ. ૨૮ ૧૬.

ત્યારે અહીઆં લુક ૧૦ ૧૮ માંના ઇશુના ભવિષ્યસૂચક શબ્દોની પરીપૂર્ણતા છે. " મેં શેતાનને વિજળીની પેઠે આકાશથી પડેલો જોયો. "( ભવિષ્યના બનાવોનુ વર્ણન કરવામા ભૂતકાળ ભવિષ્યવાણીમા વારંવાર વપરાય છે, જુઓ, યશા. ૫૩, ગી. ૨·૬–૭. વીગેરે ).

" હવે આ જગતનો અધિકારી બહાર કાઢી નખાશે. " યો. ૧૨:૩૧. હા. તે પોતાના ઉચામાંઉચા દરજ્જાની ટોચપરથી, અંતરિક્ષમા થઇને, પૃથ્વી પર નીચે પડે છે જેવો ખ્રીસ્ત–શીર અને શરીર–ઉંચે ચડે છે, કે તરતજ શેતાન અને તેના દૂતો નીચે ઉતરે છે.

આનું વર્ણન કરવામા નીચેની આકૃતિ મદદ કરશે.

## નર બાળક ઉંચે લઇ લેવાયો. શેતાન બહાર નંખાયો.

પ્રકટીકરણ ૧૨.




नर्क.

# આકૃતિની સમજુતી.

ક્રોસ ઇશુનું વધસ્તભે જડાવવાનું સુચવે છે, અને લીટીઓ, આનાં પ્રારંભમાં ખ્રીસ્તી વિભાગમા, તેનુ નર્કમા ઉતરવાનું, તેનુ પુનરૂત્થાન, અને દેવના રાજ્યાસન ઉપર બેસવાનુ બતાવે છે.

પેન્ટીકોસ્ટના દીવસે જ્યારથી પવિત્ર આત્મા નીચે ઉતર્યો, ત્યારથી તે, જયનાદ સાથે સ્વર્ગોમાથી નીચે ઉતરતા પ્રભુને મળવા સારૂ, મેળવાએલા ખ્રીસ્તના શરીર–મંડળીને નવા જન્મ અને પવિત્રતાથી જીતનોજ રહ્યો છે.

ત્યાર પછી હલવાનનાં લગ્ન થાય છે, શીર અને શરીર હમેશને માટે જોડાય છે. અને નર–બાળક સઘળી પ્રજાઓના પર પોતાની હકદાર રાજ્યસત્તાને માટે તૈયાર છે.

ત્યાર પછી આકાશમાં લડાઇ થઇ, શેતાન તથા તેના દુતો બહાર નંખાયા. **एस.** શબ્દ, પૃથ્વીપર થોડા સમયને માટે તેનું રાજ્ય બતાવે છે. ત્યાર પછી ખ્રીસ્ત અને તેના પવિત્રોના પ્રકટીકરણ વખતે, તે બંધાઇને, ખાઇમા નખાશે. નર–બાળકને ઉચે લઇ જવાનો, અને શેતાનને બહાર ફેંકી દેવાનો, આ મોટો બનાવ સમજાવવાને સારૂ ફક્ત આકૃતિની ધારણા રાખવામાં આવી છે. કેટલીએક સંખ્યાબંધ હકીકતો છે, પણ તે તેમાં બતાવવામાં આવી નથી.

શેતાન બહાર નંખાયો કે તરતજ આકાશમાં મોટી વાણી થઇ કે " હવે તારણ, તથા પરાક્રમ, તથા અમારા દેવના રાજ્ય, તથા

તેના ખ્રીસ્તના અધિકારનો સમય છે. "........" તેટલા માટે ઓ આકાશો તથા તેઓમા રહેનારાઓ, તમે આનદ કરો." (કલમ. ૧૦. ૧૨).

ભુંડાઇનું રાજ્ય, તેનો રાજ્યકર્ત્તા, તેના અધિપતિઓ, તેના અધિકારીઓ, તેના જગતમાના સત્તાધારીઓ, તેના ભુંડાઇનાં આત્મિક લશ્કરો, ( એફ. ૬ ૧૨ ), સઘળાં આપણી ઉપરનાં આકાશોમાંથી, અનતરિક્ષની બહાર ફેંકાયા છે

ત્યાં જયનાદ અને આનંદ હોય, એમાં કંઇ નવાઇ નથી, કારણ કે સ્વર્ગો આખરે પાપ અને દુષ્ટતાથી શુદ્ધ કરાયાં છે. ફરી એક વાર પ્રભાતના તારાઓ એકત્ર ગાયન કરશે, ને સર્વ દેવ પુત્રો હર્ષનાદ કરશે.

## વિપત્તિનો સમય.

પણ, હાય, હાય, પૃથ્વી પર એવુ કઇજ નહોતુ. ના. ના. વાણીને સાભળો, " પૃથ્વી તથા સમુદ્રના રહેનારાઓને અફસોસ છે, કેમકે અતિશય ગુસ્સા સાથે શેતાન તમારી પાસે ઉતર્યો છે, " ( કલમ ૧૨ ).

જ્યારે આ પ્રમાણે શેતાન પૃથ્વી પર આવે છે, ત્યારે આપણને તેની સ્થીતિ ધ્યાનમાં લેવા દો. આ સમય દરમ્યાન પવિત્ર આત્મા દુનીઆંની વસ્તીને " યાહુદીઓ, વિદેશીઓ, તથા દેવની મંડળી, એવા ત્રણ વર્ગોમાં જુદી પાડે છે. " ૧ કર. ૧૦;૩૨.

હવે મંડળી, જેમાંથી મીઠું (તત્વ) પવિત્રોના આકાશગમન વખતે ઉંચે લઇ લેવાયું છે, "તે સુભક્તિનું રૂપ દેખાડીને, તેના પરાક્રમનો નકાર કરનારી" (૨ તીમ. ૩ ૫), અને ઉકળી, જેથી કરીને ઇશુ પોતાના મ્હોંમાથી તેને ઓકી કાઢશે (પ્રક. ૩ ૧૪–૧૭), તથા મોટા ધર્મત્યાગમા ડુબકી મારતી (૨ થેસ. ૨ ૩), આ સમયે તે એક મોટી રચનાવાળી થશે.

ત્યારે તેની પાસે પૃથ્વી પર કોઇપણ સ્થાપીત થએલી મંડળી હશે નહીં, પણ જ્યારે તે બારણાં આગળ ઉભો રહેશે, ત્યારે તે ઠોકશે, અને પોતાને માટે બારણું ઉઘાડવાને કોઇપણ માણુસને તે બોલાવશે (પ્રક. ૩ ૨૦), અને ત્યાં કોઇપણ વિપત્તિવાળા ભકતો હશે, કે જેઓ પોતાની જીદગીના જોખમે પણ આ ભયંકર સમયની આખરે ઇશુની સાથે રહેવાને અને રાજ્ય કરવાને આવશે. (પ્રકટીકરણ. ૨૦ ૪).

પણ નામના કહેવાતા ખ્રીસ્તીઓનો મોટો જથો અન્યાયની સર્વ ઠગાઇ સાથે (૨ થેસ. ૨:૧૦), ધર્મત્યાગના અંધકારમાં અને પતિતપણામાં ધસડાઈ જશે.

વિદેશી દુનીઆના ઉકલતા સમુદાયો, જેઓ હાલમાં પણ શેતાનના કબજામાં છે (૧ યો. ૫:૧૯), તેઓ તેની મરજી પ્રમાણે કરવાને તૈયાર થશે. યાહુદીઓ પણ થોડો સમય (પાછલા ભાગમાં તેઓનો નકાર જુઓ) શેતાનની યોજનાઓમાં સામેલ થશે. તેજ પ્રમાણે તેનાં "ચિન્હો અને જુદાઇના ચમત્કારોને" તાબે થવાને

તૈયાર થએલી આખી દુનીઆની સાથે ( ૨ થેસ ૨·૯. મા. ૨૪ ૨૪ ), શેતાન જગતનો અને માણુસજાતની હમેશની પરત ત્રતાનો કબજો મેળવવાને પોતાના અદભુત તથા છેવટના યત્નની સ્થાપના કરશે.

તે સારી પેઠે જાણે છે કે તે એક જીવન–મરણનો ઝગડો છે. ત્યારે વખત વિચારીને વાત કરવાનુ અથવા છુટકારો મેળ-વવાનુ બનશે નહીં. તે દેવની સઘળી ભક્તિને જડમૂળથી કાઢી નાખવાની અને માણુસોના મનમાથી દેવનું નામ માત્ર પણ ભુંસી નાખવાની કોશીશ કરશે.

## તેની યોજના.

જ્યારે આપણે 'આ યોજનાની મતલબ સમજવાની કોશિષ કરીએ છીએ, ત્યારે તો સઘળો મતવાદ બાજુએ મુકવો આપણને ઘટારત છે.

બેશક, બનાવો માત્ર તેઓની મેળે ઉખાણાવાળી ભાષાને હમેશાં સપૂર્ણ રીતે સમજાવશે. આપણે દેખીતા મુદ્દાઓમાંથી થોડાકની માત્ર સુચના કરીશું.

**પહેલો**—અજગર, સ્ત્રીને સતાવવાનું શરૂ કરે છે. હવે, જ્યારે ઇસ્રાએલ લોક તે સ્ત્રી છે, તો તે સઘળા ઇસ્રાએલ નથી, પણ બાકી રહેલા વિશ્વાસુઓ છે.

આવો શેષ, દેવની પાસે એલીઝાના સમયમાં હતો (૧ રા. ૧૯:૧૮ ), અને તે શેષે ખ્રીસ્તનો અંગીકાર કીધો. જેના ઉપર

મડળી બાંધી હતી, તે પાયો આવા શેષનો હતો. જ્યારે ઇસ્રાએલનો જથો શેતાનના મોહથી ઘસડાઇ જશે, ત્યારે દેવના તરફની તેઓની આશા અને ધારણાઓમા વિશ્વાસુ રહેલા આવા બાકીના ત્યાં હશેજ. આ બાકીનાને તે હેરાન કરશે, તથા તેનો નાશ કરવાનુ શોધશે, પણ યહોવાહ તેનું રક્ષણ કરે છે. (યશ ૨૬ ૨૦–૨૧ ).

**બીજુ**—નાબૂખાદનેસ્સારની મુર્તિનુ પ્રતિરૂપ ચોથુ રાજ્ય, ( દા. ૨ ),—સભવિત રીતે સજીવન થએલા રૂમી રાજ્યની છેવટની સ્પષ્ટતા, સર્વભય રાજ્ય ( કલમ ૭ ), શેતાન સાત માથાં તથા દશ શિંગડાઓવાળાં એક જંગલી શ્વાપદમાં ઉભુ કરે છે (પ્રક. ૧૩ ૧–૧૦). આ રાજ્યના મુખ્ય લક્ષણો તેના "માથા પર દુર્ભાષણના નામો છે." ( પ્રક. ૧૩:૧ ). અને "તેણે દેવની વિરૂદ્ધ દુર્ભાષણ કરવા સારૂ પોતાનું મ્હોં ઉઘાડયું, કે તેન નામનું, તથા તેના સ્થાનનુ, તથા આકાશમાં રહેનારાઓનુ દુર્ભાષણ તે કરે" (કલમ ૬). વિપત્તિવાળા પવિત્રો અને ઇસ્રાએલના સતાએલા શેષ શિવાય, જેઓ પૃથ્વી ઉપર રહે છે, તેઓનો સમુદાય આ શ્વાપદની પુંજા કરે છે.

**ત્રીજું**—શેતાન "પૃથ્વીમાથી" બીજાં એક શ્વાપદને ઉભું કરે છે. ( પ્રક. ૧૩:૧૧–૧૮ ). આ શ્વાપદ અથવા રાજ્યની પાસે એક ગણુત્રી–૬૬૬–ની છે, અને "તે એક માણસની ગણુત્રી છે." બેશક આ માણસ શેતાનની કારીગરીના રાજ્યનો અધિપતિ છે.

## ખ્રીસ્ત–વિરોધી.

ખ્રીસ્ત–વિરોધી એ ખ્રીસ્તને બદલે શેતાની ધુતારો છે. "સુભક્તિનો

મર્મ" (૧ તીમ. ૩:૧૬), અને "અધર્મનો મર્મ" (૨ થેસ. ૨:૭), બન્ને આ વિભાગમાંથી પોતપોતાના માર્ગોમા ચાલ્યા જાય છે.

પહેલો એટલે સુભક્તિનો મર્મ, "દેવનાં છોકરાંના પ્રગટપણામા" (રૂ. ૮ ૧૯, ૧ યો. ૩:૨), અને ઇશુ ખ્રીસ્તના પ્રકટીકરણ સમયે રાજ્યની સ્થાપનામાં સંપૂર્ણ થશે.

બીજો એટલે અધર્મનો મર્મ, ખ્રીસ્ત-વિરોધીના અને શ્વાપદના રાજ્યના પ્રગટપણામાં પરીપૂર્ણ થાય છે. દેવના દીકરાના તથા તેના રાજ્યના એક ઠગારા તરીકે, અધર્મના મર્મને શેતાન પહેલો લાવે છે. આ તેણે કયારનુંએ સંપાદન કર્યું હોત, પણ એક બળવાન અટકાવનાર, (૨. થેસ. ૨·૭), એટલે પવિત્રઆત્માને લીધે તે અટકી રહ્યો છે.

પવિત્રઆત્મા, જે પેન્ટીકોસ્ટને દીવસે સ્વર્ગમાથી નીચે આવ્યો, તે પવિત્રોના આકાશગમન વખતે પાછો જશે. જેમ ઇબ્રાહીમનો ચાકર રિબકાહને ઇસહાકની પાસે પાછો લઇ ગયો (ઉત ૨૪:૬૧), તેમ પવિત્રઆત્મા, મંડળીને-વહુને-લઇને, પ્રભુને મળવા સારૂ પાછો જશે. ત્યારે જગત પવિત્રઆત્માના હાલના અટકાવનારાં પરાક્રમ વિનાની થશે, શેતાન પોતાનો અધર્મના મર્મ ચલાવવાને સ્વતંત્ર થશે, અને જગત "જુઠાઇનો વિશ્વાસ કરશે," "કેમકે તેઓએ પોતાના તારણને અર્થે સત્યની પ્રીતિ મેળવી લીધી નહી," (૨. થેસ. ૨:૭-૧૧).

ખ્રીસ્ત–વિરોધીનો આત્મા, જે ઇશુને કબુલ કરતો નથી, તે હમણાં પણ જગતમાં છે. ( ૧ યો. ૪:૩ ), તેમ જગતમાં ખ્રીસ્ત–વિરોધીઓ ઘણા થયા છે. ( ૧ યો. ૨:૧૮ ), પણ જે પીતા તથા પુત્રનો નકાર કરે છે, તેજ ખરેખરો ખ્રીસ્ત–વિરોધી છે. તે તદ્દન નાસ્તિક અને શેતાનની યોજનાની સાથે સપૂર્ણ સમતીમા થવાનો છે, તે દેવના મંદીરમાં પુંજાવવાને, પોતાને દેવ તરીકે બેસાડીને, દેવની સઘળી પુંજાનો નાશ કરવાનું શોધશે. ૨ થેસ. ૨ ૪.

પવિત્ર ધર્મશાસ્ત્રમા વપરાએલાં ખ્રીસ્ત–વિરોધીનાં કેટલાક નામો ધ્યાનમાં લઇશું.

ગી. ૮:૨.–શત્રુ, વૈરી. ગી. ૧૦:૧૮–" પૃથ્વીનું માણસ. " યશ. ૧૪.૪,૧૨–બાબેલનો રાજા, તેજસ્વી તારો–પ્રભાતનો પુત્ર. દા. ૭'૮–નાનું શિંગડુ. દા. ૮:૨૩–વિકાળ ચહેરાનો રાજા. દા. ૯.૨૬–જે સરદાર આવશે. દા. ૧૧:૩૬–રાજા પોતાની ઇચ્છા પ્રમાણે કરશે. યો. ૫:૪૩–બીજો, પોતાને નામે. ૨ થેસ. ૨:૩–પાપનું માણસ–વિનાશનો દીકરો–ધુતારો. ૨ થેસ. ૨:૮–અધર્મી– દુરાચારી. ૧ યો. ૨.૧૮, ૨૨–ખ્રીસ્ત વિરોધી. પ્રક. ૧૩:૧૮–શ્વાપદ, જેની ગણત્રી એક માણસની ગણત્રી છે.

ખ્રીસ્ત–વિરોધી, માત્ર એક શક્તિ નથી, પોપોનો વારસો નથી, અથવા તો પોપ અગર મુસલમાની ધર્મની પેઠે એક વ્યવસ્થા નથી. પણ એક શખ્સ છે.

ખ્રીસ્તની વ્યક્તિની પેઠેજ, તેની વ્યક્તિ સ્પષ્ટ રીતે ખુલ્લી કરવામાં આવી છે. નીચેનું જુઓ.

# ખ્રીસ્ત અને ખ્રીસ્ત-વિરોધીની સરખામણી.

| ખ્રીસ્ત. | ખ્રીસ્ત-વિરોધી. |
|---|---|
| યો. ૮.૨૩. ઉપરનો છું. | પ્રક. ૧૩:૧૧ પૃથ્વીમાંથી છે. |
| યો. ૫ ૪૩. બાપને નામે. | યો. ૫.૪૩ પોતાને નામે. |
| ફિલ. ૨:૮, પોતાને લીન કર્યો. | ૨ થેસ. ૨:૪ પોતાને ઉંચો કરે છે. |
| યશ. ૫૩.૩ / લુક. ૧૭.૨૫ } માણસોથી ધિક્કારાએલો. | પ્રક. ૧૩ ૩, ૪. જગત અચંબો પામ્યું. |
| પ્રે. ૨.૨૨. ઇશુ ચમત્કારોને લીધે દેવથી પસંદ કરાએલો છે. | ૨ થેસ.૨:૯-૧૦, શેતાનના કરાવ્યા પ્રમાણે જુઠાઇનાં પરાક્રમ, ચિન્હો, તથા ચમત્કારો. |
| યો. ૧૦:૧૪ ઉત્તમ ઘેટાં પાળક. | ઝખ. ૧૧.૧૭ નકામો પાળક. |
| યો. ૧૫:૧, ૨ ખરો દ્રાક્ષ વેલો. | પ્રક. ૧૪:૧૯ પૃથ્વીનો દ્રાક્ષ વેલો. |
| યશ. ૯.૬ અદભૂત. | પ્રક ૧૩:૩;૧૭:૮ જગતનો અચંબો |
| ફિલ. ૨:૯-૧૦ દેવે ઘણો ઉંચો કીધો.—સવ ઘુંટણ ટેકવે. | પ્રક.૧૩.૨, ૮ શેતાનથી અધિકાર અપાએલો. |
| પ્રક. ૧૪:૧ / પ્રક. ૨૨:૪ } શિષ્યોની પાસે કપાળ પર બાપનું નામ છે. | પ્રક. ૧૩:૧ માથા પર દુર્ભાષણનાં નામો. |
| મા. ૧૭:૫ / એફ. ૪.૧૩ } દેવનો દીકરો. | ૨ થેસ. ૨:૩ વિનાશનો દીકરો. |
| ૧ યો. ૫:૭. વ્યક્તિત્રયાત્મક દેવતા. પિતા-પૂત્ર, ને પવિત્ર આત્મા. | પ્રક. ૧૬:૧૩ શેતાનની ત્રીમૂર્તિ. ખ્રીસ્ત-વિરોધી, અને જૂઠો ભવિષ્યવાદી. |

જુઠાઇના ચિન્હો તથા ચમત્કારો સાથે, અન્યાયની સર્વ ઠગાઇમાં ખ્રીસ્ત–વિરોધીનું આવવુ થશે. (૨ થેસ. ૨ ૯ – ૧૦). તે આકાશમાથી અગ્નિને નીચે બોલાવશે, અને બીજા ચમત્કારો કરશે, કે જેથી કરીને તે પોતાની ઠગાઇઓથી પૃથ્વી પરના સર્વ રહેવાશીઓને શ્વાપદનું પુંજન કરવાની ફરજ પાડે.

## ઇસ્રાએલ સાથે કરાર.

ઇસ્રાએલ તેઓના પોતાના દેશ પાલેસ્ટાઇનમા પાછા એકઠા થવાના છે, પોતાના અસલ વતનમા પાછા વસવાના છે, અને તેઓ ફરીથી કદી તેઓના દેશમાથી ઉપાડી નંખાશે નહી. પુ. ૩૦, હઝ ૩૬ તથા ૩૭, આ ૯ ૧૪–૧૫, અને બીજાં સંખ્યાબંધ વચનો છે.

પણ પ્રથમ તેઓનું એકઠું થવુ બેશક અવિશ્વાસમાં થશે. જુઓ સફ. ૨. “ હે બેશરમ દેશજાતિ, હુકમનો અમલ થઇ જાય, ભુસાની પેઠે દિવસ જતો રહે, યહોવાહનો શખ્ત ક્રોધ તમારા પર આવે, યહોવાહના કોપનો દિવસ તમારા પર આવી પડે, તે પહેલાં તમે એકઠા થાઓ, હા, એકત્ર થાઓ. ”

દેવે ઇસ્રાએલને એકઠા કરવાનું વચન આપ્યું છે. ( યર. ૩૧:૧૦ ), પણ તે દેવના સમયની અગાઉ તેઓની મેળે એકઠા થવાનું ભવિષ્ય દર્શાવે છે.

તે શેતાનનું તર્કટ છે, અને તેથી કરીને દેવનો ઘાતકી ક્રોધ માત્ર

તેઓના પર આવી પડશે, જે દરમ્યાન ( જુઓ કલમ ૩ ) થોડા બાકીના સંતાઇ રહેશે. વળી જુઓ યશ. ૨૬:૨૦.

અહીઆં આપણને ધ્યાનમાં લેવા દો કે યાહુદીઓની હાલની ઇશ્વિર ભકતોની હીલચાલ આ ભવિષ્ય વાણીને કેવી સ્પષ્ટતાથી પરીપૂર્ણ કરે છે. ચોખ્ખી રીતે તે એક સ્વદેશાભિમાની હીલચાલ છે. એક મુખ્ય ઇશ્વરભક્ત યાહુદીએ આ ગ્રંથકારને કહ્યું કે " હમારી ધાર્મિક હીલચાલ નથી, જો તેઓ હમારી પ્રજાકીય હીલચાલ સાથે માત્ર દીલસોજીમા હોય, તો જેઓ ઇશ્વર વિષે તદ્દન અણજાણ હોય, અગર જેઓ બીલકુલ કોઇ પણ ધર્મ વિનાના હોય તેવા માણસોનો પણ હમે સ્વિકાર કરીએ છીએ " બેશક ઘણા ઇશ્વરભકતો ધાર્મિક છે, અને શુદ્ધ અંતઃકરણથી પ્રાર્થના કરે છે, પણ આગેવાનો ઘણે ભાગે સુધરેલા યાહુદીઓ છે, જેઓએ પોતાના પુર્વજોની મશીહ વિષેની સઘળી આશા કાઢી નાંખી છે. તેઓ નાસ્તિકો અને કાફરોની મદદ શોધે છે. તેઓ સુલતાન અને શહેનશાહને વિનંતી કરે છે. અને આ પ્રમાણે માણસોની મદદથી પોતાને એકઠા થવાનું શોધે છે. શું તે દેખીતી નિશાણી નથી કે આકાશગમનનો સમય છેક નજીકમાંજ હોવો જોઇએ.

દા. ૯:૨૭ થી આપણે શીખીએ છીએ કે ખ્રીસ્ત-વિરોધી, સીત્તેર સપ્તાહમાંની છેલ્લી-એક સપ્તાહ સુધીનો ઇસ્રાએલ સાથે કરાર કરશે. અગણોતેર સપ્તાહની પૂર્ણતા પરથી આપણે જાણીએ છીએ કે આ સાત વરસ થશે. અગણોતેર સપ્તાહમાંથી ખ્રીસ્તી

વિભાગના વચગાળેના સમયથી ૪૮૩ વરસો જુદાં પાડેલાં હોવાથી, તેઓ હજી ભવિષ્ય કાળના છે. યહોવાહ તેને મોત અને શેઓલ સાથેનો કરાર કહે છે, અને કહે છે કે તે રદ કરાશે. યશ. ૨૮.૧૪-૧૮.

એ સપ્તાહની અધવચમાં ખ્રીસ્ત-વિરોધી તે કરારને રદ કરશે. (દા. ૯:૨૭). અને ઇસ્રાએલે આગળ કદી પણ જાણ્યું નહી હોય, એવું દુ:ખ તેઓના પર તે લાવશે. તે વિપત્તિની (યર. ૩૦:૫-૮, સફ. ૧.૧૪-૧૮, મા. ૨૪ ૨૧, ૨૨). આખા જગતની વિપત્તિની, પણ મુખ્યત્વે કરીને "યાકૂબને સારૂ સંકટની વેળા" છે. યહોવાહનો આભાર માનો. "તે તેમાંથી બચશે." યર. ૩૦:૭. પણ આપણે આ છેવટની ફતેહનો વિચાર કરીએ તે અગાઉ, શેતાનના બીજાં કામોમાંના કેટલાંકના તરફ આપણને નજર કરવા દો.

## વેપાર.

તે એક ચમત્કારીક વેપારી છે. (હઝ. ૨૮:૫, ૧૬, ૧૮; પ્રક. ૧૮:૧૧, ૧૨, ૨૩). તેનો ખ્રીસ્ત-વિરોધી વેપારની લગામો પકડશે, અને સઘળી થાપણ, તથા સઘળી મજુરીની એક સર્વ વ્યાપી ટ્રસ્ટમાં એટલે એક જગત પ્રસિદ્ધ એકસત્તામાં વ્યવસ્થા કરશે. તે એમ કરાવશે કે નાના તથા મોટા, ધનવાન તથા દરિદ્રી, સ્વતંત્ર તથા દાસ, તેઓ પોતાના જમણા હાથ પર, અથવા પોતાના કપાળ પર નિશાણી લે, અને વળી જેને તે નિશાણી અથવા

શ્વાપદનું નામ, અથવા તેના નામની ગણત્રી છે, તે વગર બીજા કોઇથી કંઇ વેચાય, લેવાય નહિ. " ( પ્રક. ૧૩:૧૬, ૧૭ ).

ઘણુાંજ ચક્કરવાળી ધંધાની કલ્પનાઓને ડોલાવવાને શું આ પુરતું નથી ?

## ધર્મ.

શેતાન જગતને એક સર્વવ્યાપી ધર્મ આપશે.

પવિત્રોના આકાશગમન પછી તરતજ ( ૧ થેસ. ૪:૧૭, ૧૮; પ્રક. ૩:૧૦–૧૧ ), ઉકળી લાઓદીકીઆની મંડળી હસ્તીમા આવે છે, જેને પ્રભુ પોતાના મ્હોંમાંથી ઓકી કાઢે છે, અને તે ધર્મત્યાગમાં ધસી જાય છે (૨ થેસ. ૨:૩). પ્રકટીકરણ ૧૭ માંની મોટી વેશ્યામાં શેતાન આ ધર્મત્યાગી ખ્રીસ્તી દુનીઆનો વધારો દરેક રીતથી સુગમતા ભરેલો કરશે.

**પહેલું**—પૃથ્વીના સઘળા રાજાઓના અને રહેવાશીઓના સ્વીકારેલા ધર્મ તરીકે, તે સઘળી જાતોને, તથા પંથોને એક વ્યવસ્થા વાળી મંડળીમાં એકત્ર કરશે. (જુઓ–કલમ ૨).

**બીજું**—પ્રકટીકરણ ૧૩ માં વર્ણવેલું પ્રથમ શ્વાપદના જેવું, દેખીતી રીતે તો તેજ કિરમજી રંગના શ્વાપદ પર (કલમ. ૩), તેણીને તે બેસાડશે. નબુખાદનેસ્સાર રાજાની મૂર્તિના દશ આંગળાની પેઠે , દશ શીંગડાં તે દશ રાજા છે, એઓ એક મતના છે ને એઓ પોતાનું પરાક્રમ તથા અધિકાર શ્વાપદને સોંપી દે છે. તેથી કરીને

સઘળી રાજદ્વારી સત્તા કેટલોક સમય આ ધર્મત્યાગી સર્વવ્યાપી મંડળીને તાબે રહેશે. (કલમો-૧૨, ૧૩, ૧૭ ).

પણ થોડો વખત પછી આ

## " વેશ્યાની તથા પૃથ્વીનાં અમંગળપણાની માતા "

(કલમ ૫) એટલી બધી પીધેલી થાય છે (કલમ ૬), કે દશ રાજા તથા શ્વાપદ (કલમ ૧૬) તેણીનો ધિક્કાર કરે છે, અને નાશ કરે છે, " તેઓ તેને તજેલી તથા નાગી કરશે, ને તેનું માસ ખાશે, ને આગથી તેને બાળી નાંખશે" (કલમ ૧૬). આ પ્રમાણે ધર્મત્યાગી ખ્રીસ્તી દુંનિઆનો નાશ થશે, ને હમેશને માટે લય થશે. શેતાન દેવની પુંજાની સઘળી આકૃતિના નાશથી ઘણું સપાદન કરશે.

તરતજ તે બીજું કંઈ ભક્તિને માટે જગતને આપશે.

આ પ્રમાણે પહેલા શ્વાપદની પ્રતિમા બનાવીને, તેના પર કિરમજી વસ્ત્રવાળી બાયડીને બેસાડી, પ્રક. ૧૩ માના બીજાં શ્વાપદને તે બહાર લાવે છે, અને પોતાના આડતીયા ખ્રીસ્ત-વિરોધીને તેના પર બેસાડે છે. પૃથ્વી પરના સઘળા રહેનારાઓ તેના " ચમત્કારો " તથા " જુઠાઇના ચિન્હોથી " ઠગાઇને ( કલમ ૧૪, ૨ થેસ. ૨:૯-૧૦ ), શ્વાપદની મૂર્તિ બનાવવામાં સામેલ થાય છે. અને આ મૂર્તિને, પ્રાણ આપવાનું સામર્થ્ય અપાયું છે, ને જેટલા શ્વાપદની મૂર્તિને નહિ ભજે તેટલા મારી નંખાય એવું પણ તે કરે. ( કલમ. ૧૫ ).

ધ્યાનમાં રાખવું કે આ શ્વાપદ પાસે ૬૬૬ ની ગણત્રી છે, અને આ એક માણસની ગણત્રી છે. ત્યારે, અહીઆં, આપણી પાસે "પાપનું માણસ" "અધર્મી" છે (૨. થેસ. ૨ ૩, ૮), તે અટકાવીને જે સર્વ દેવ અથવા પૂજ્ય કહેવાય છે, તેઓ સામે પોતાને ઉચો કરે છે (૨ થેસ. ૨.૪), એવો કે પોતે દેવ છે એમ પોતાને દેખડાવતા દેવના મદિરમાં દેવ તરીકે બેસે છે. ને જો કે આકાશમાથી દૂત ચેતવણી આપતા પોકારે છે કે જેઓ શ્વાપદને તથા તેની મૂર્તિને પૂંજે, તેઓના પર સઘળી ભયંકર શિક્ષા આવી પડશે (પ્રક. ૧૪:૯,૧૧), તોપણ એવું જણાય છે કે શેતાને પોતાની ધારણા સંપાદન કરી હશેજ, એટલે તેણે દેવની પૂજા બધ કરી હશે, અને પોતાની પૂંજાની સ્થાપના કરી હશે.

પોતે? હા; કારણ કે આપણે વિશ્વાસ કરીએ છીએ કે જેમ દેવ ખ્રીસ્તમાં પૂજાય છે, તેવીજ રીતે શેતાન ખ્રીસ્ત-વિરોધીમા પૂજાશે,

## આ ખ્રીસ્ત-વિરોધી કોણ છે?

આપણે કયારનું જોયુ છે, તેમ તે એક અસલ શખ્સ, એક માણસ, (પ્રક. ૧૩:૧૮) "પાપનું માણસ," (૨ થેસ. ૨:૩) હોવાનું છે. જેમ ઇશુ ખ્રીસ્ત એક યાહુદી હતો, તેમ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી બનાવટી તરીકે, શેતાન પોતાના ખ્રીસ્ત-વિરોધી માટે કોઈ પણ ધર્મત્યાગી યાહુદીને ઉપયોગમાં લઇ શકે. દા.

૧૧:૩૭ ના ઉચ્ચારણ પરથી આ સંભવિત જણાય છે, કે " તે પોતાના પિતૃઓના દેવને ગણકારશે નહિ. " હજી તે જન્મ્યો ન હોત તો સારું, પણ જો તે તેજ માણસ હોય, કે જે ખ્રીસ્તની સાથે તેના પ્રથમના આવાગમનમા પહેલાથી સમાગમમા આવ્યો છે, તો તે દેવ અને શેતાનની વચ્ચેના ઝઘડાના આ ચમત્કારીક કરૂણારસ બનાવમા સઘળું વધારે આશ્ચર્યકારક થાત.

પવિત્ર ધર્મશાસ્ત્રના ચોક્કસ વાકયોમાં સુચના છે કે યહુદાજ ખ્રીસ્ત–વિરોધી (૧) હોવો જોઇએ.

---

(૧) હમે માત્ર સુચના તરીકે નીચેનું રજુ કરીએ છીએ, આખાં બાઇબલમાં ફક્ત એકજ માણસનુ વર્ણન કરીને કહેવાએલું છે કે " જો તે માણસ જન્મ્યો ન હોત, તો તેને માટે સારૂં હોત. " ( મા ૨૬:૨૪ ). ૨ થેસ ૨,૩મા " પાપના માણસને " " વિનાશનો દીકરો " કહ્યો છે. યો. ૧૭ ૧૨ મા ઇશુ પોતાના શિષ્યોમાંના એકને " વિનાશનો દીકરો " કહેછે. ઉપરનો લેખ ચોક્કસ છે, કારણ કે પવિત્ર ધર્મશાસ્ત્રમા એવી રીતે બીજા કોઇ પણ માણસને સબોધવામા આવ્યો નથી. આ શિષ્ય કોણ હતો, તેને ઓળખવુ આપણને મુશ્કેલ નથી. કેમકે ઇશુએ કહ્યુ કે " શું મેં તમો બારને પસંદ નહોતા કીધા? પણ તમારાંમાંનો એક જણ તો શેતાન છે. તેણે તો સીમોનના દીકરા યહુદા ઇસકારીઓટ વિષે કહ્યું હતું, કેમકે એ બારમાંનો એક છતાં તેને પરસ્વાધીન કરનાર હતો (યો. ૬,૬૪, ૭૦–૭૧). " કોળીઆ પછી તેમાં શેતાન પેઠો ( યો.

આરંભની મંડળીએ ધાર્યું કે નીરો ખ્રીસ્ત-વિરોધી તરીકે પાછો આવશે, અને બીજાઓ સમજ્યા કે નેપોલીયન તેજ હોવો જોઇએ. આપણે ભૂલી નહિ જવું જોઇએ કે ખ્રીસ્ત-વિરોધીની સાથે મોટો " મર્મ " ( ૨ થેસ, ૨·૭ ) જોડાએલો છે, ને તેની ઐક્યતા સ્પષ્ટ કરવામાં ખાસ જ્ઞાનની આજ્ઞા રહેલી છે (પ્રક. ૧૩ ૧૮

---

૧૩ ૨૭ ). બીજા કોઇ પણ માણસ વિષે પવિત્ર શાસ્ત્ર આવી ભયંકર પ્રતિજ્ઞા કરતુ નથી. " તે એક રાક્ષસ છે, " ને વળી " તેનામા શેતાને વાસો કીધો. " આ ખરેખર શેતાનનું રહેઠાણ છે. શેતાને તો અગાઉથી યહુદાના મનમાં ઇશુને પરસ્વાધીન કરવાનુ મુકયું હતું (યો. ૧૩ ૨ ). બેશક તે હમેશાં ચોર હતો ( યો. ૧૨,૬ ). જ્યારે તે પસદ કરાયો હતો, ત્યારે જેમ તે જણાય છે, તેમ ન સમજાવાય તેવી તેની ખરી વર્તણુંક જણાઇ હતી, ( યો. ૬.૬૪, મા. ૧૦.૪; માર્ક ૩ ૧૯; લુ. ૬:૧૬ ); તોપણ તેને બીજા પ્રેરી-તોના જેવા સઘળા હકો હતા. બીજાઓની પેઠે તેને સઘળાં ભૂતો પર, તથા રોગો ટાળવાને " પરાક્રમ તથા અધિકાર " આપ્યો ( મા. ૧૦.૧૧; લુ. ૯:૧ ). તે ખરેખર " બહાર ગયો, ને એવો ઉપદેશ કીધો કે માણસોએ પસ્તાવો કરવો જોઇએ. " અને કદાચ તેણે જાતે ભૂતો કાઢ્યાં, ને માંદાને " તેલ ચોળ્યું, " ને તેઓને સાજાં કર્યાં. ( માર્ક ૬.૭-૧૩ ). તે પ્રેરીનો સાથે ગણાયો હતો, ને સેવામા તેને ભાગ મળ્યો હતો. ( પ્રે. ૧.૧૭ ).

પણ શેતાને તેનામાં લોભ, પૈસાની માયાની ઉશ્કેરણી મુકયાનું

અને ૧૭:૯). નિ:શંશયપણે, જ્યારે આપણે તેના પ્રગટપણાના સમયની નજીક જઈશું, અને જગતની આગળ તે પ્રગટ કરાશે. (૨ થેસ, ૨:૮ ), ત્યારે તે કોણ છે, તે " જ્ઞાનીજનો " ને સમજ પડશે. ( દા. ૧૨:૮ – ૧૦ ).

---

જણાય છે ( યો ૧૨ ૬ ). ને શેતાનના ખાસ અવતાર પછી ( યો. ૧૩ ૨૭), તેનાં છેવટના ઉલ્લંઘન તથા નાશ આશ્ચર્યકારક ઝડપથી પ્રગટ થાય છે. ( પ્રે. ૧ ૨૫) પોતાની યુક્તિ માલમ પડી એવી ચોક્કસ ખાત્રી થવાથી ( મા. ૨૬ ૨૫ ), તે તેના પ્રભુની વિરૂધ્ધ પોતાની લાત ઉઠાવે છે. (યો. ૧૩.૧૮, ગી. ૪૧ ૯), ને ત્રીશ રૂપીઆને માટે, (મા. ૨૬:૧૫), તેણે તેને એક ચુંબીની સાથે તેના દુશ્મનોના હાથમા પરસ્વાધીન કર્યો. (મા. ૨૬:૪૯ – ૫૦). ધ્યાનમા રાખવુ કે ઇશુ તેને ' મિત્ર,' (પોતાનો ખાસ મિત્ર. ગી. ૪૧ ૯ ), કહે છે, છતા તે પહેલો ધર્મત્યાગી થાય છે. વાસો કરીને રહેલા શેતાને તેની મારફતે જે કરાવ્યુ, તે ભયંકર કર્મની સામે, તેનો માણસાઇ સ્વભાવ પણ બંડ કરતો જણાય છે અને રૂપીઆ તેઓને પાછા આપીને પોતાનું પાપ ઢાકવાની કોષિશ સારૂ તે પાછો મુખ્ય યાજકો પાસે જાય છે. પણ ઇશુની પોતાની આગળ કબુલ કરવાને બદલે, તે ગાંડા માણસની પેઠે બહાર નીકળી જઇને, પોતે ફાંસો ઘાલે છે, ને ઉંધો પડીને, તે વચમાંથી ફાટી જાય છે, ને તેનાં સર્વ આંતરડાં બહાર નીકળી પડે છે, ( મા. ૨૭:૩, ૫; પ્રે. ૧.૧૮). અને તે પોતાની જગોએ ગયો (પ્ર. ૧:૨૫) જ્યારે શેતાને ઇશુને જગતનાં સઘળાં રાજ્ય

# બાબેલોન.

આપણે જોયું છે કે ધર્મત્યાગી ખ્રીસ્તી દુનીઆને પ્રક. ૧૭માં મર્મ, મોટું બાબેલોન તરીકે ગણવામા આવ્યુ છે. અસલના બાબે-લોન શહેરનું પાછું પુર્વ સ્થિતિમા આવવા વીશેનો આપણને હવે વિચાર કરવા દો.

અસલનુ બાબેલોન શહેર, જે નબૂખાદનેસ્સાર રાજાની મૂર્તિના માથાથી દર્શાવેલું, શોનેરી રાજ્યનું પાટનગર હતું, તે લાબા કાળથી

---

આપવાની માગણી કરી, ત્યારે તેણે ઇસુને પોતે કબજે લેવા કોષિશ કીધી હતી (મા ૪:૮-૯). તેણે પીતરને કબજે લેવા માંડયો (લુ. ૨૨:૩૧-૩૨), અને છેવટે તેણે યહુદાને મેળવ્યો.

જ્યારે "વિનાશના દીકરા" તરીકે, "પાપના માણસ"ની સાથે આ પ્રમાણે તેને એકજ ગણેલો છે (યો. ૧૭:૧૨; ૨ થેસ. ૨:૩), ત્યારે એ સંભવિત છે કે શેતાન યહુદાને મરણમાંથી, તેની પોતાની જગ્યામાંથી (પ્રે. ૧:૨૫), બેઠો કરીને, ઇસુનું પુનરૂત્થાન બનાવટી કરશે. ધ્યાનમાં રાખવું કે શ્વાપદ ઊંડાણમાથી બહાર નીકળે છે (પ્રક ૧૧:૭; ૧૭:૮). અહીઆ પુનરૂત્થાન વિશે સુચના છે. અને મારી નાંખેલા હજ્રવાનનો (કલમ ૮) શેતાનનો બનાવટી સારાસંકાર, મારી નાંખેલા શ્વાપદના પાછા જીવતા થવામાં (પ્રક. ૧૩:૩), શેતાનના પ્રરાક્રમનું પુનરૂત્થાન સ્પષ્ટ રીતે જોવામાં આવે છે.

નાશ પામ્યુ છે. યુફ્રેટીસની ખીણમાં ફક્ત મોટા મોટા ઢગલાઓ તેની આગલી મોટાઈની મર્યાદા બતાવે છે, તો પણ તેની વચ્ચોવચમાં હીલ્લા નામની એક જગ્યા છે, જે આજદીન સુધી વિદ્યમાન છે. સાઇરસની જીત પછી તેના નાશની શરૂઆત થતાં, જ્યારે સેલ્યુસા-ઇડીઓએ રાજ્યનું પાટનગર અંત્યોખને બનાવી, તેને અંતનો ફટકો આપ્યો, ત્યારથી તે ધીમે ધીમે નાશમા ગયુ.

પણ પ્રક. ૧૮ માં શહેરનો નાશ, જેમ ઘંટીના પડને સમુદ્રમાં નાંખે છે (કલમ ૨૧), તેમ ઝપાટાથી અને એકાએક થશે, એમ વર્ણવેલો છે. વળી સદોમ તથા ગમોરાહનો જેમ એકાએક નાશ થયો, તેમ બાબેલોનનો છેવટનો નાશ થવાનો છે (યશ. ૧૩ ૧૯; યર. ૫૦ ૪૦). આ ઉપરથી એવું જણાય છે કે તે ફરી પાછું બધાવવુ જોઇએ. જેમ યહુદીઓએ યરૂશલેમને તેનાં મંદિર સહીત પાછું બાંધ્યું, અને પોતાની અસલ પૂંજાની સ્થાપના કરાવી, તેમ

---

વળી કેટલાએક કહેશે કે યહુદા આખા જગતને ઠગવાને જોઇએ તેવો ચતુર નહોતો. પણ યાદ રાખવુ કે તે તેનાં પોતાનાં ડહાપણમાં નથી આવનો, પણ તેનાં અંત.કરણમાં શેતાન વસેલો હોવાથી, શેતાનના કરાવ્યા પ્રમાણે જુઠાઇના સર્વ પરાક્રમ, તથા ચિન્હો, તથા ચમત્કારો સાથે, અને અન્યાયની સર્વ ઠગાઇ સાથે, (૨ થેસ. ૨·૯–૧૦ ), અને આકાશમાથી અગ્નિ વરસાવતાં, અને બીજા ચમત્કારો કરતાં ( પ્રક. ૧૩.૧૩–૧૪ ) તેનું આવવું છે.

શેતાન બાબેલોનને પાછું બાંધવા સારૂ પ્રજાઓને ઉશ્કેરશે, કે જેથી કરીને પોતાની અસલી પુજાની ત્યાં પાછી સ્થાપના થાય.

ઇતિહાસનો વિષય હોવાથી તે કહેવાએલું છે કે બાબેલોનમાં પોન્ટીફેકસ મેકઝીમસ, તેના અધ્યક્ષ તરીકે હોવાથી પુંજાની એક ગુપ્ત રીત ત્યા હતી. જ્યારે બાબેલોન નાશ પામ્યું, ત્યારે આ રૂઢી આશિયા માઇનોરના પેરગામસમાં દાખલ કરવામા આવી હતી. પ્રક ૨:૧૩ માં પેરગામસને લગતાં સાકેતિક વાકયોને માટે બેશક આ માનવા જેવુ છે. "જ્યા શેતાનની ગાદી છે." અને "જ્યાં શેતાન વસે છે" ત્યાર પછી આ રૂઢી રૂમમાં દાખલ થઇ, અને સીઝરોએ પોન્ટીફિકસ મેકઝીમસનો ખીતાબ ધારણ કર્યો. ત્યાર બાદ પોપોએ પણ પોન્ટીફિકસ મેકઝીમસનો એજ ખીતાબ લીધો, અને આજ દીન પર્યંત ધારણ કરે છે

ઝખ – ૫માં ભવિષ્યવાદી એફાહનું વર્ણન કરેછે. તેમાં એક સ્ત્રી છે જેના વીશે તે કહે છે, કે એ "દુષ્ટતા" છે. બે સ્ત્રીઓ તેમની પાંખોમાં પવન સાથે એફાહને શિનઆર દેશમાં તેનું ઘર બાંધવાને ઉપાડી ગઇ. છેલ્લા શબ્દો ધ્યાનમાં રાખવા, "ને જ્યારે તે તયાર થશે, ત્યારે ત્યા પોનાના પાયાપર સ્થપાશે."

કદી પણ ઇતિહાસમાં એવું બન્યું નથી, કે જેથી કરીને આ ભવિષ્ય વાણીની પરીપુર્ણતા ધારી શકાય. શું, ત્યારે તે બાબેલોનમાં પોન્ટીફિકસ મેકઝીમસની ભવિષ્યની પુનઃ સ્થાપના વીશે ઇસારો

નહો કરી શકે? શભવિત રીતે ધર્મત્યાગીઓ સઘળા પથોને પ્રથમ એકત્ર કરશે, ને તેઓના મુખી તરીકે પોપની સાથે રૂમમાં તેઓને ભેગા કરશે, અને ત્યાર પછી ઉતાવળથી બાબેલોનને પાછુ બાધવા સારૂ જશે. યુફ્રેટીશની ખીણ ઘણું કરીને અતિશય લાલચ ભરેલી થતી જાયછે. રૂશીઆએ રાતા સમુદ્ર પર એક બદર હસ્તગત કરવાને કોશિશ કરી છે, પણ બ્રીટન મક્કમ પણે તેની વિરૂધ્ધ છે જરમનીને રેલ્વે માટે પરવાનગી મળી છે. પણ શેતાનના પોતાના સમયમા, તે સઘળી પ્રજાઓને એકત્ર વેપારમા જોડી નાખશે, કે જે આ નવાં બધાયેલાં શહેરમા કેન્દ્રસ્થાન થશે. જુઓ. પ્રક ૧૮: ૩, ૯, ૧૧–૧૯; પ્રક. ૧૭ માંની મર્મ રૂઢીને દેખઇતી રીતે આનવાં બાબેલોનમાં તેનો અધ્યક્ષ છે, કેમકે "જે બાયડીને તેં દીઠી છે, તે તે મોટું શહેર છે, કે જે પૃથ્વીના રાજાઓ પર રાજ્ય કરેછે. કલમ ૧૮.

ત્યારે એક રાજધાની શહેર નીચે એક રાજ્યમાં જગતથી, સઘળા વેપારનુ ત્યાં મધ્યસ્થાન હોવાથી, ને એક સર્વવ્યાપી ધર્મથી— પ્રથમ ધર્મત્યાગી ખ્રીસ્તી દુનીઆ, અને પાછળથી સઘળી પૂજાના હેતુ તરીકે નાસ્તિક ખ્રીસ્ત–વિરોધી—ભૂતોનું રહેઠાણુ તથા હરેક અશુદ્ધ આત્માના વાસનાં બનેલાં બાબેલોનથી ( પ્રક. ૧૮ ૨ ), ને બદનામીવાળા કરારની રૂએ ઇસ્રાએલ પર સંપુર્ણ સત્તા ધારણ કર્યાથી એવું જણાય છે કે શેતાન સંતુષ્ટ થયો હશે.·પણુ, જુઓ, તે હજી સંતોષ થયો નથી. એક ચીજની હજી તેને વધારે જરૂર છે, જેથી કરીને તે પોતાનો ઘડો ભરશે, અને જલદી નાશ લાવશે. તેણે ચરૂ-

શાલેમનાં મંદિરમાં યહુદીઓના દેવ તરીકે પોતાના ખ્રીસ્ત-વિરોધીને બેસાડવો જોઇએ. "તે અટકાવીને જે સર્વ દેવ અથવા પૂજ્ય કહેવાય છે, તેઓ સામે પોતાને ઉંચો કરે છે, એવો કે પોતે દેવ છે, એમ પોતાને દેખડાવતાં દેવના મંદિરમાં દેવ તરીકે બેસે છે." ૨ થેસ. ૨ ૪. (૧)

હવે ઇશુ મશીહ છે, એવા વાદવિવાદના પુરાવાનાં તેઓના ઇનકારમાં યાહુદીઓ ગમે તે હદ પર જશે, અને ખ્રીસ્ત-વિરોધીની સાથે તેઓનો ગમે તેવો અજ્ઞાની ને નર્કપાત્ર કરાર હશે, તોપણ તેઓની સઘળી આગલી તવારીખ બતાવે છે કે તેઓ માણસની પૂજા કરશે, તે અગાઉ તેઓ મરી જશે. ઓછામાં ઓછું ખરૂં કે તેઓમાંના થોડાક, નબૂખાદનેસ્સાર રાજાના વખતના તેઓના ત્રણ પૂર્વજોની પેઠે ( દા. ૩ ), બંડ કરશે, ને ખ્રીસ્ત-વિરોધીની પૂંજા કરવાને ના પાડશે.

---

(૧) જ્યારે યહુદા ખ્રીસ્ત—વિરોધી તરીકે શાબીત થશે, ત્યારે ધ્યાનમા રાખવું કે અજાએબ જેવા શોકમય બનાવમાં કેવું કૌતક થશે. ખરો મશીહ, ઇશુ ખ્રીસ્ત, સ્વર્ગમાં પોતાની લોહીથી ખરીદેલી વહુ, મંડળીની સાથે હલવાનના લગ્ન જમણનો ઉત્સવ કરે છે, ત્યારે ઇશુનો નકાર કરનારા પૃથ્વીપરના ઇસ્રાએલ, શેતાનની ડાહાપણ અને પરાક્રમની સઘળી ધુર્ત માયામા સજ્જ થઇને, ધર્મત્યાગી યહુદી ખ્રીસ્ત—વિરોધીની સાથે હસ્ત મેલાપ કરે છે, ને છેવટે પોતાના દેવ તરીકે તેઓને પુજવા માટે તેની સ્થાપના કરેછે.

ત્યારે તે રાક્ષસ પોતાનો કરાર રદ કરશે ( દા, ૯:૨૭ ), ને કહેવાય નહીં એવા જુલમ પછી, તે સર્વે દેશ જાતિઓને યરૂશાલેમ વિરૂદ્ધ તેનો તદન નાશ કરવાને એકઠી કરશે. ( ઝખ. ૧૪:૨ ). ને જ્યારે એવું જણાશે કે સઘળી આશા જતી રહી, અને ખરા દેવમાં વિશ્વાસની તેઓની દુર્બળ નિશાણી સાથે ગરીબ ઇસ્રાએલ પૃથ્વી પરથી ઝટકી કડાવવાના, ત્યારેજ, જુઓ, પ્રભુ ઇશુ હાજર થાય છે. ઝખ. ૧૨:૮.

## અંધકાર.

આ વખતે જગતની સ્થિતિનો શુદ્ધ સારાંશ અંધકારનો છે. માણસોએ " અજવાળાંનાં કરતાં અંધારૂં ચાહ્યું, કેમકે તેઓનાં કામ ભુંડાં હતાં. " ( યો. ૩:૧૯ ). તેઓને સારૂ "અન્યાયની" સર્વ ઠગાઇ સાથે છે. કેમકે " સત્યની " પ્રીતી પામી લીધી નહીં. તે માટે દેવ તેઓમાં " ભ્રાંતિની ઉશ્કેરણી મોકલે છે કે તેઓ તે " ભુંડાઇ માંને, " ને તે સઘળા પર દંડ ઠરાવાય. " ( ૨. થેસ. ૨:૧૦-૧૨ ). " દેવના કોપના પ્યાલાં" પૃથ્વી પર રેડાયાં છે ( પ્રક. ૧૬:૧ ). જો તેઓ " શ્વાપદને તથા તેની મૂર્તિને પૂજે, " તો શું પરીણામ થશે, એ વિષે દૂત માણસોને વિશ્વાસથી ચેતવણી આપશે. ( પ્રક. ૧૪:૯-૧૦ ). કેટલાંકો ( જય પામેલા ભકતો ), તે માન્ય કરશે, અને જો તે મોતમાં હોય ( પ્રક ૨૦:૪ ) તોપણ મુક્ત થશે. ( પ્રક, ૧૫:૨-૪ ).

પણ માણસોએ "દેવના નામનુ દુર્ભાષણુ" કીધું, ને પશ્ચાતાપ કીધો નહી. ( પ્રક. ૧૬: ૯ ). શ્વાપદના રાજ્ય પર અંધારું થઇ ગયુ. ( પ્રક. ૧૬: ૧૦ ).

ત્યારે આત્મિક જ્ઞાન તેના શીખરે પહોંચશે, કેમકે તેઓ "ચિન્હો કરનારા ભૂતોના આત્મા છે. કે જેઓ આખા જગતના રાજાઓ પાસે બહાર જાય છે, એ માટે કે સર્વ સમર્થ દેવના મોટા દિવસની લડાઇને સારૂ તેઓ તેઓને એકઠા કરે." ( પ્રક, ૧૬ ૧૪. )

"દુષ્ટનો માર્ગ અંધકાર જેવો છે." દષ્ટ. ૪: ૧૯ ) "જુઓ, અંધારૂ પૃથ્વીને, તથા ઘોર અંધકાર લોકોને ઢાંકશે." ( યશા. ૬૦: ૨ ). તે "અંધકારનું સામર્થ્ય છે." (લુક. ૨૨: ૫૩.)

તમો સઘળા જેઓ કહોછો કે "અંધકાર કંઇજ નથી, પણ અજવાળાંની ગેરહાજરી છે, તો વળી ધ્યાનમાં રાખવુ કે કેવી રીતે અંધકાર "શેતાનના અધિકાર" સાથે જોડાએલું છે. ( પ્રે. ૨૬: ૧૮ ). તમારો મત "શેતાનના ઉડાંપણુંમાંથી " છે. ( પ્રક. ૨: ૨૪ ).

અંધકાર પોતે તેનું રહેઠાણુ છે, અને તેનાથી તે પૃથ્વીને ઢાંકશે.

પણ દેવનો મહિમા થાઓ, કે એક તારનાર છે. કેમકે દેવનો પુત્ર એ સારૂ પ્રગટ થયો કે તે શેતાનનાં કામનો નાશ કરે. ( ૧ યો.

૩: ૮). હા. ખુદ શેતાનનો નાશ કરે. (હેબ્ર. ૨: ૧૪). ઇશુ "જગતનુ અજવાળું" (યો. ૮: ૧૨), "ન્યાયી પણાનો સુર્ય (મલ. ૪: ૨) પ્રગટ થશે.

જેણે યાહુદીઓ વીશે કહ્યું કે તમે મારી પાસે આવવા ચાહશો નહી, (યો. ૫: ૪૦), તે પોતાની અદભૂત કૃપા તથા દયામા તેઓની પાસે આવેછે. ને જેને તેઓએ વિંધ્યો છે, તેની તરફ તેઓ જુએ છે, ને અરે! તેઓ કેવો શોક કરશે. (ઝખ. ૧૨: ૧૦ – ૧૪).

તેના પગ જૈતુન પર્વત ઉપર ઉભા રહેશે ને પર્વત વચ્ચોવચથી ફાટશે, અને તેઓ પર્વતોની ખીણુમાં થઇને નાસશે. (ઝખ. ૧૪:૪, ૫). કોપ બંધ પડે ત્યાં સુધી ........તેઓ ઓરડીઓમાં પેસશે. (યશ. ૨૬.૨૦ – ૨૧).

ખ્રીસ્ત – વિરોધીની સરદારી નીચે, ક્રોધીત થએલા મૂર્તિપૂજકના સમુદાયો – પૃથ્વીના રાજાઓની સાથે – દેવના રાજા (ખ્રીસ્ત શિર અને શરીર – જેને તે પવિત્ર પર્વત સિયોન પર પ્રતિષ્ઠિત કરશે) (ગી. ૨.), તેની વિરૂદ્ધ તેઓ સજ્જ થશે.

ત્યારે લોહી છંટાએલાં વસ્ત્રથી વેષ્ટિત થએલો, અગ્નિની જ્વાળા સરખી આંખોવાળો, તે પ્રકાશીત ઉજળાં વસ્ત્રો પહેરીને પાછળ આવતાં આકાશના સૈન્યો સહીત પ્રભુ પ્રગટ થશે. તેના પ્રકાશથી, જાણે પક્ષઘાતનો આચકો લાગ્યો હોય, તેમ ખ્રીસ્ત – વિરોધી કરમાઇ

જાય છે. ( ૨ થેસ, ૨:૮ ). તે તદન પરાક્રમ વિનાનો થઇ જાય છે, ને જુડા ભવિષ્યવાદીની સાથે તેને પકડીને, અગ્નિની ખાઇમાં જીવતાંજ તેને ફેંકવામા આવે છે ( પ્રક.. ૧૯ ).

ત્યાર પછી "ઉંડાણની કુંચી, ને તેના હાથમાં મોટી સાંકળ સાથે એક દૂત (ઘણું કરીને મીખાએલ) નીચે ઉતરે છે. તે અજગર, જે ઘરડો સર્પ, બદ્દા મુકનાર તથા શેતાન છે, તેનેતે પકડે છે, ને "હજાર વર્ષ લગી તેને" બાંધીને, "ઉંડાણમાં તેને ફેંકી દે છે, અને તેને "બંધ કરીને," "તે પર મુદ્રા" કરે છે કે તે હજાર વર્ષ પુરાં થતા સુધી, તે ફરી વિદેશીઓને ન ભુલાવે. ( પ્રક. ૨૦: ૧ ૩ ).

હજાર વર્ષ પછી તે એકવાર પાછો છુટો થાયછે, અને તેનાં બળવાન પરાક્રમ નીચે વિદેશીઓ પાછા પડેછે, પણ ત્યારે શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલા સર્વકાલિક અગ્નિ"– "અગ્નિની ખાઇમાં" તેને ફેંકવામાં આવે છે, ( મા. ૨૫:૪૧ ), અને અનતપણાના હમેશના માપ, સદા સર્વકાળ તે ત્યા રહે છે. (પ્રક. ૨૦:૧૦).

આ પ્રમાણે શેતાન તથા તેના રાજ્યનો નાશ થવાનો છે. પ્રભુ પોતાના સમયમાં તે જલદીથી કરશે, અને ત્યાં સુધી આપણે હમેશા પ્રાર્થના કરીએ કે ઓ દેવ, અમારા બાપ, "ભુંડાથી અમારો છુટકો કર." (મા. ૬:૧૩). "દેવનાં સઘળા સામર્થ્યના બળમાં શક્તિવાન થવાને હમને મદદ કર, કે શેતાનની યુક્તિઓની સામે

સ્થિર રહેવાને, ભુંડે દહાડે સામે થવાને, ને સર્વ કરીને ઉભા રહે-વાને હમે શકિતવાન થઇએ," ( એફ. ૬:૧૧, ૧૮).

આપણો એક બળવાન વૈરી છે (૧ પી. ૫.૮), અને આપણે તેને ફક્ત "હલવાનના લોહીથી," તથા આપણી "સાક્ષીની વાત-થી" જીતી શકીશું,, (પ્રક. ૧૨.૧૧) એ આપણે કદીપણુ ભુલવુ નહીં.

"જે હલવાન કપાયું હતું," તે ઇસુનો મહિમા થાઓ, કે જે મરણમાંથી મરણનુ પરાક્રમ રાખનારનો એટલે શેતાનનો નાશ કરશે. (હિબ્ર. ૨:૧૫).

## સાવધાન રહો.

"સાવધાન રહો, વિશ્વાસમાં સ્થિર રહો, પુરૂષાર્થે ચાલો, બળવંત થાઓ," ( ૧ કર, ૧૬·૧૩, ૧૪ ), "અને શાંતિનો દેવ શેતાનને વહેલો તમારા પગ તળે છુંદાવશે." (રૂ. ૧૬:૨૦).

